# પીર કાયમુદ્દીન બાવા સાહેબ.



## એક વેજીટેરીઅન મહાત્મા.

# એકલબારા વાળા
# પીર કાયમુદ્દીન બાવા સાહેબ.

ચિશ્તી સંપ્રદાયના એક મહાન વેજીટેરીયન મહાત્મા

—ની—

# ટુંક હકીકત.


લેખક તથા પ્રકાશક,

રતનશાહ કોયાજી, બી.એ., એલ, એલ.બી.

વકીલ, હાઇકોર્ટ, મુંબઇ.

વકીલ, હાઇકોર્ટ, ન્યાસાલેંડ (બી.સી. આફ્રિકા)



આવૃત્તિ ૧લી) (પ્રત ૧૦૦૦

હિ૦ સ૦ ૧૩૪૨ સને ૧૯૨૪



છપાવનાર—

રતનશાહ કોયાજી, બી.એ., એલ.એલ.બી.,
વકીલ, હાઇકોર્ટ, મુંબઇ.
ઠે. નાનપુરા, સુરત.

છાપનાર—

હરગોવનદાસ હરકીશનદાસ,
શ્રી "અંબિકા વિજય" પ્રીન્ટીંગ પ્રેસ,
ઠે. બરાનપુરી ભાગોળ, ભાજીવાળી પોળ, સુરત



# બનામે ખુદા.

## પ્રકરણ પ્હેલું.

—:(o):—

હીંદુસ્તાનના કેટલાક નાના શહેરો અને ગામડાંઓ જ્યાં કેટલાક વલી મહાત્માઓ દફન થયા છે તે તેમના નામને લીધે આખા દેશમાં મશહુર છે. પંજાબમાં પટ્ટણ નામનું ગામડું છે જ્યાં હઝરત બાવા શેખ ફરીદુદ્દીન શકરગંજનો રોજો છે જેથી તે પાક પટ્ટણને નામે ઓળખાય છે. સહરાનપુર જીલ્લામાં કલીઅર કરી નાનુ ગામ છે જ્યાં હઝરત અલાઉદ્દીન સાબીર સાહેબ નામના એક મોટા પીરની દરગાહ છે જેથી તે કલીઅર શરીફને નામે ઓળખાય છે. તેવીજ તરેહ વડોદરા પ્રાંતના પાદરા તાલુકામાં એકલબારા નામનું એક નાનું ગામ છે. જે સો વરસ થયાં ઘણું પ્રસિધ્ધીમાં આવ્યું છે. તેનું કારણ એ છે જે અહીંયા હઝરત બાવા ફરીદુદ્દીન શકરગંજ સાહેબની ઓલાદના એક મહાત્મા સૈયદ શાહ કાયમુદ્દીન સાહેબ ચીસ્તીની દરગાહ છે.

જેમ અજમેરના ખાજા મોઇનુદ્દીન ચીસ્તી સાહેબ આખા "હીંદના વલી" તરીકે ગણાય છે તેમજ એમના હાથ નીચે મારેફતનું જ્ઞાન પામેલા હઝરત સૈયદ મસઉદ શેખ ફરીદુદ્દીન શકરગંજ સાહેબ. જેઓ સાધારણ રીતે બાવા ફરીદને નામે ઓળખાય છે, તેઓ "હીંદના નાયબ વલી" ગણાય છે. જ્યારે બાવા ફરીદ સાહેબ આ દુનીયાથી ઉઠી ગયા ત્યારે ગુજરાતમાં ચીશ્તી સંપ્રદાયના કોઈ વલી અથવા પીર હતા નહી પણ એમના ઉઠી જવાના આશરે બસો વરસ પછી. એમનીજ ઓલાદના કેટલા અવલીયા ગુજરાત તરફ આવ્યા જેમના સીલસીલામાં એક શાહ કાયમુદ્દીન બાવા નામના પીર થઇ ગયા કે જેએ ઘણા મોટા દરજ્જાના મહાત્મા હતા. આખી ઉમર તેઓએ માંસાહાર કર્યો નહતો જેથી હીંદુ

કોમ ઉપર તેમની બહુજ મજબુત છાપ પડી હતી. એમના ગુજરી જવા પછી પણ એમનો રોજો શરીફ જ્યાં છે તેની ચોપાસના મેદાનમાં કોઈ પણ માંસ લઇ જઇ શકતું નથી કે માંસાહાર કરી શકતું નથી.

શાહ કાયમુદ્દીન બાવાના પિતા હઝરત બદરૂદ્દીન સાહેબ કેટલા દીવસ એકાંતમાં ખુદાતાલાના ધ્યાનમાં બેઠેલા હતા તે વખતે શાહ કાયમુદ્દીન સાહેબનો જન્મ કડી ગામમાં થયો હતો. બેટાનો જન્મ થવાની બાપને ખબર પણ પડી નહતી. એક દીવસ જ્યારે નમાઝ પઢવા સારૂ પોતાના મકાનની પાસે હોજ ઉપર તેઓ બેઠા બેઠા વઝુ કરતા હતા (હાથ મોઢું ધોતા હતા) ત્યારે દાઇએ આવી ખબર આપી કે તેમને ત્યાં પુત્ર અવતર્યો છે. જે ઉપરથી તેમણે તેને તે બાળકને હાજર કરવા ફરમાવ્યું. તે દાઇ બાળકને લઇને આવી કે તેને હાથમાં લઇ બાવા સાહેબ બોલ્યા: " આ લડકો દીને ઇસ્લામ કાયમ કરશે, પોતાના બાપ દાદાનું નામ કાયમ રાખશે અને પોતે સુલુક (ધર્મના માર્ગ) ઉપર કાયમ રહેશે. જેથી એનું નામ કાયમુદ્દીન રાખવું." એમ બોલી, જેવી તરેહ ધોબી પાણીમાં કપડું બોળી બહાર કાઢે છે તેવી તરેહ પેલાં નાના બાળકને પાણીમાં ઝબકોળવા લાગ્યા. દાઇ ગભરાઇ ગઈ અને વિચારવા લાગી કે બાવાનું ધ્યાન ખુદાની ઇબાદતમાં ઘણા દીવસ એકાંત બેઠા હતા એટલે કદાચ બરાબર હશે નહી. તેથી તેમના હાથને વળગી બાળકને છીનવી લેવાની કોશીશ કરવા લાગી. પણ બાળક તેના હાથમાં આવે તે આગળ તો બાપે બેટાને પાણીમાં છ ડુબકી ખવાડી દીધી. પછી તેઓ બોલ્યા: છ ડુબકીમાં છ તબક એના રોશન થઈ ગયા છે. જો સાતમી વખત પાણીમાં બોળવા દેતે તો સાતમો તબક પણ ખુલી જાત. પણ હવે સાતમો એ પોતે મ્હેનત કરી ખોલી લેશે.—આવી તરેહ કાયમુદ્દીન બાવા સાહેબને બચપણથીજ એમના પિતા તરફથી ન્યામત મળી ચુકી હતી. એટલે કે એવો નિત્યસિધ્ધ હતા.

આઠમે વરસે તો કાયમુદ્દીન બાવા સાહેબને આખું કુરાન શરીફ મોઢે હતું. પછીથી તેઓએ ફારસી, અરબી, ગુજરાતી અને સંસ્કૃતનું સારૂં જ્ઞાન હાસલ કર્યું હતું.

## એમની કરામતો.

પાટપદ ઉપર આવ્યા પછી તેમનાથી જે જે કરામતો થઇ હતી તે જગ જાહેર છે. તેમાની એક બે નીચે પ્રમાણે છે. એકવાર એવું બન્યું કે

હીંદુ લોકોનો સંઘ કાશી જાત્રા કરવા જતો હતો ત્યારે પીર સાહેબ સામા મળ્યા. એમણે તેમને પુછ્યું કે ક્યાં જાવ છો? જવાબ મળ્યો કે હમે કાશી જાત્રા કરવા જઇયે છીયે. તેમણે કહ્યું "અહીં બેઠા બેઠા તમને કાશીના દર્શન થાય તો કેમ?" એમ કહી તે સંઘમાં જે લોકો આગળ કાશી જઇ આવેલા હતા તેમને પાસે બોલાવી પોતાના અંગરખાની બાંય તેમની આંખ આગળ ધરી કહ્યું કે "માહે જુઓ" જેવું તેમણે બાંયમાં જોયું તો તેમાં કાશી દેખાયું. જોનારાઓએ સંઘના બીજા માણસોને આ વાતની ખાત્રી આપવાથી, બધાઓએ બાંયમાંથી કાશીના દર્શન કર્યાં અને ત્યારથી પીર સાહેબને ગુરૂ કરી માનવા લાગ્યા.

એક વખત પીર સાહેબ દક્ષીણ દેશ તરફ ફરતા હતા તેવામાં ચોમાસાનાં દીવસ હોવાથી વરસાદ પડવા લાગ્યો એટલે પાસે એક દહેરૂં હતું તેમાં પોતે તથા તેમના માણસો દાખલ થયાં. વરસાદ બંધ થતા પુજારી આવ્યો અને પોતાના દેહરામાં મુસલમાનોને પેઠેલા જોઈ ગુસ્સો કરવા લાગ્યો. પીર સાહેબે પુછ્યુ કે ભાઈ, ગુસ્સો શું કામ કરે છે. તેણે કહ્યું, "કે હુ આ દેહરાનો પુંજારી છું. ત્રીશ ત્રીશ વરસ થયાં આ દેવાલયની સેવા કરૂં છું તે દરમ્યાન એક પણ પરકોમના માણસને અંદર દાખલ થવા દીધો નથી. આ તમે મુસલમાનોએ મ્હારા દેવને ભ્રષ્ટ કર્યા." પીર સાહેબે ઉત્તર દીધો "ભાઇ દેવ તે કાંઇ ભ્રષ્ટ થતા હશે? જ્યારે તીસ વરસ થયાં તું એમની સેવા કરે છે તો દેવ તારાપર બહુ પ્રસન્ન થયા હશે અને તારૂં કહેલું પણ કરતા હશે." પુજારીએ હરખાઇ જઇ જવાબ દીધો કે એમ થાય તેમાં નવાઈ શી? આ સાંભળી પીર સાહેબે પોતાના એક માણસને બહારથી થોડું ઘાસ લાવવા કહ્યું અને પુજારીને કહ્યું. "ભાઇ, આ તારા મહાદેવનો પોઠીયો છે તેને આટલું ઘાસ ખવાડ." પુજારીએ કહ્યું કે વળી પથ્થરનો પોઠીયો તો ઘાસ ખાતો હશે? પીર સાહેબે જવાબ દીધો કે દેવ પ્રસન્ન હોય તો કેમ નહી ખાય. આ જો, એમ કહી ઘાસ પોઠીયા આગળ ધરી કહ્યુ કે અલ્લાહતાલાના હુકમ અને બાવા ફરીદની દુવાથી આ ઘાસ ખા. પેલો પોઠીયો સજીવન થઇ ઘાસ ખાવા લાગ્યો જેથી પુજારી તો છક થઇ જઇ પીર સાહેબના પગ ઉપર પડયો અને તેમને ગુરૂ કરી માનવા લાગ્યો.

એ ઉપરાંત એમની ઘણી કરામતો છે. એવોને હીંદુ અને મુસલમાન બન્ને કોમો ઘણી માનતી અને માને છે; પણ કડીવાલ મુસલમાન ઘાંચીઓ એમના નામને હજુ પણ બેહદ હેત અને માનથી યાદ કરે છે.

તેનું કારણ એ કે પીર સાહેબે આ કામ સારૂ ત્રીસ વરસ સુધી બહુ કષ્ટ બેઠ્યું છે. એવું બન્યું હતું કે જયારે એમના પિતા બાવા બદરૂદ્દીન સાહેબ ખોદાની યાદમાં જંગલમાં એકાંતમાં રહેતા હતા. ત્યારે ઘાંચીઓની છોકરીઓ પોતાના બળદ સારૂ જંગલમાં ઘાસ લેવા જતી અને ઘાસ લેવા આગળ કઇ દશામા સારૂં ઘાસ મળશે તે જાણવા સારૂ હમેશાં બાવા સાહેબને સવાલ કરતી કે "બાવા બદર, રસ્તા કીધર." તો પોતે "ઇધર" કરી આંગળી કરતાં કે તે છોકરીઓ તે તરફ જઇ તરત ઘાસ લઇ ઘેર પાછી આવતી. એક દીવસ બાવા સાહેબ બીલકુલ ખુદાના ધ્યાનમાં લીન થઈ ગયલા હતા તેવામા તે છોકરીઓએ હમેશ મુજબ પુછયું "બાવા બદર, રસ્તા કીધર." કાંઇ જવાબ મળ્યો નહીં જે ઉપરથી નાના છોકરાંની આદત હોય છે તેમ ખુબ ઘાંટો પાડી એને એ સવાલ પુછ્યા કર્યો. જે ઉપરથી બાવા સાહેબ નારાજ થઈ બોલી ઉઠયા: "જાવને રાંડો. જીધર તીધર." બાવાનું આ બોલવું હતું કે તે બોલવાની તુરત અસર થવા લાગી. એ વખતે કડીમાં બે હજાર ઘાંચીઓના ઘર હતાં તે બધાં થોડા વખતમાં રવડતાં થઇ ગયાં. કડી છોડી તેમને દક્ષીણના મુલકમાં તેમજ કાનમ જીલ્લામાં પોતાના ગુજરાનં સારૂ નીકળવું પડયું. છતાં પણ તેઓ ઠેકાણે પડયા નહી. એક ગામમાં કોઇ ઘાંચી આઠ દીવસ કરતાં વધારે રહી શકતો નહોતો. તરત ઉચાળો ભરતો. આખરે જયારે બાવા બદરૂદ્દીન પદડે થયા (આ દુનિયાથી ઉઠી ગયા) ત્યારે ઘાંચીઓ મોટી સંખ્યામાં બાવા કાયમુદીન સાહેબની પાસે જઈ તેમને કાલાવાલા કરવા લાગ્યા કે હમારી છોકરીઓની બેઅદબીથી હમુને બહુ ખમવું પડયું છે અને હમારી હાલત આવી થઈ ગઇ છે તો હવે થએલી કસુર માફ કરી હમો સારૂ ખુદાતાલા પાસે દુવા કરો કે હમારી હાલત સુધરે." કાયમુદીન બાવા ને રહેમ આવવાથી તીસ વરસ સુધી ઘાંચીઓના ભલા સારૂ ખાસ ખુદાની ઇબાદત કરી તેમને સારૂ દુવા માગી જેથી ઘાંચીઓ જે રવડતા રઝળતા હતા તે ઠેકાણે પડયા અને આજે મોટે ભાગે ઘણા સુખી છે ઘાંચીઓ તેટલા માટે આ પીર સાહેબનો જેટલો ઉપકાર માને અને તેમને માટે જેટલું કરે તેટલું થોડું છે

## એ-ની લખેલી કીતાબો.

પીર કાયમુદીન સાહેબ બે કીતાબ લખી ગયા છે. એકનું નામ "નુરે રોશન" છે. એ બ્રહ્મજ્ઞાન (ઇશ્વર મેળવવાના રસ્તાને લગતા જ્ઞાન)થી ભરપુર છે. બીજી "દીલે રોશન" નામની કીતાબ હતી જે કમનસીબે હાલ મળી આવતી નથી.

એ કીતાબો જે મ્હાત્માઓના જોવામાં આવી હતી તેમણે બાવા સાહેબને એ જમાનાના 'કુતુબ"નો ઇલકાબ આપ્યો છે; એમનો મરતબો ખરેખર "ગૌસ"નો હતો. એમના તમામ સાંધા જુદા થઇ ખુદાની ઇબાદત કરતા હતા. નુરે રોશનની વધુ વીગત બીજા પ્રકરણમાં આપેલી છે.

## એમનું દાવતનું કામ

પીર કાયમુદ્દીન સાહેબ મુસલમાનોને અને ગેર મુસલમાનોને એક સરખાજ ગણતા હતા. જેટલા મુસલમાનને ખુદાઇ રસ્તા તરફ દોરવાને આતુર હતા તેટલાજ ગેર કોમને દોરવાને આતુર હતા. તેઓ ગેર કોમને હલકી સમજતા નહોતા કુરાને શરીફમાં સુરએ બકરની આયતમાં ફરમાવેલું છે કે 'ધર્મમાં કાંઇ પણ જબરજસ્તી કરવાની નથી:" ને ઉપરાંત સુરએ અન્આમમાં ફરમાવ્યું છે કે 'મુર્તિપુજકો ખુદા સિવાય જે દેવતાઓને પૂજે છે ને દેવતાઓનું ભુડું બોલતા ના; નહી તો તેઓ ચીડાઇને તમારા ખરા ખુદાને અજાણપણાથી ગાળો દેશે." વળી સુરએ નહલમાં ફરમાવ્યું છે કે:—લોકોને ઇસ્લામની દાવત બોધ, (હિકમત જ્ઞાન), દાનાઇ અને નેક નસીહતની સાથે આપો. વળી તેમની સાથે દલીલો કરો પણ તે દલીલો ઘણા સારા રસ્તાવાળી હોવી જોઇયે."

જાણે કે પીર કાયમુદ્દીન સાહેબે દાવત (ઇસ્લામના બોધ)નું કામ કરતી વખતે આ ત્રણે આયતો પોતાની આંખ સામે રાખી મુકી હોય એવીજ રીતે તેઓ ગેર કોમ સાથે વર્તન રાખતા. આ વર્તનનો બીજા ગમે તે અર્થ કરતા પણ તેની તેઓ પરવા રાખતા નહોતા જે તેમના રચેલા નીચેના ભજનપરથી જણાશે:—

### રાગ—ધનાસરી

મ્હારે મન તો સવળું લાગે, લોક અવળું વિચારે
આપે હીંદુ, આપે મસલમાન, જુદા કોને મેં પાડે.
ઘટ તો છે બીજો ઘડ્યો, જીવન એક રૂપીરે લોકો,
એમાં તો કંઇ વીગત નથી, કહો ચાવલ કે ચોખો.
પહેલાં તો [1]સાંઇ આપે હતા, પછી [2]હજરત કીધા,
આપસમાંથી સઉ ઉપજ કરી, ને નામ બીજાંરે દીધા.
લોકોનું જો કીધું કરૂં, તો મારૂં કારજ બગડે,
હીંદુ મુસલમાન બે અળગા ગણું તો ધણીસેં વીઘ્ન પડે.
શાહ કાયમદીન કે મન પીયુ એક હે. હાંરે દુજી દુતીયા[3] કુ મારો,
મ્હારે ધણી શકી કાજ છે. લોક ગમે તે વિચારો.

---

૧ ખોદા. ૨ પેગમ્બર. ૩ દુઈ અથવા જુદાપણું.

## એમના ભકતો.

પીર કાયમુદ્દીન સાહેબની ખીદમતમાં હમેશાં હીંદુ મુસલમાન મળી બસો ભકતજનો રહેતા હતા જેમાં તેમણે એકાવન માણસોને જ્ઞાન આપી મહાપદે પોહોંચાડયા હતા. એ ભકતોમાં ઇબ્રાહીમ ભગત (અભરામ બાવા) પ્રથમ સ્થાન ભોગવતા હતા. એઓ ભરૂચ તાલુકાના પરીયેજ ગામના રહેવાસી હતા અને વ્હોરા જ્ઞાતીના ખેડુત હતા. એ જીલ્લામાં દોઢસો વરસ આગળ કેળવણીનું નામ નીશાન હતું નહી, એટલે સાધારણ બોલીમાં કહીયે તો અભણ હતા. છતાં એમના મુખે એવી સરસ જ્ઞાનમય વાણી નીકળી છે જે એમના પીરસાહેબે એમને દીધેલાં જ્ઞાનનોજ ચમત્કાર છે. એમના એક ભકત પુંજાબાવા નામે હતા જે ખારવાઓના ગુરૂ કરી ઓળખાય છે. પુંજાબાવા અસલ ખંભાતના રહેનાર ખારવા ન્યાતીના હતા અને ધંધા માટે ભરૂચમાં જઇ વસ્યા હતા. ત્યાં તેઓ એક યુરોપીયન સાહેબની નાની બોટ પર નોકરી કરતા હતા. એક દીવસ પીર સાહેબ ભરૂચમાં ફરતા ફરતા અભરામ બાવા સાથે નદીને કીનારે જઇ ચઢયા. ત્યાંનો રમણીય દેખાવ જોઇ પીર સાહેબનો બોટમાં બેસી જરા ફરવાનો વિચાર થયો. તે વખતે પુંજાબાવાની બોટ કીનારા આગળ હતી અને તેમાં ફકત પુંજાબાવા અને બીજા ખલાસીઓ હતા. યુરોપીઅન સાહેબ નહોતો. પીરસાહેબે અભરામબાવાને કહ્યું કે આ બોટમાં માણસ છે તેને પુછી જુવો કે આપણને તે ફેરવી લાવશે? અભરામ બાવાએ પુંજાબાવાને પુછ્યું "કે હમે અહીં ફરવા આવ્યા છીયે, પણ હમારી પાસે પૈસા નથી. તું હમને ફેરવી લાવશે?" પુંજાબાવાએ કહ્યું "આ બોટ કાંઇ ભાડે ફેરવવાની નથી. તમારે ફરવું હોય તો હું થોડે સુધી ફેરવી લાવીશ. મારે પૈસા જોઇતા નથી." એમ કહી પુંજાબાવા કીનારે આવ્યા. પીર સાહેબે તેને પુછ્યું કે "બોટનો માલીક અંહી નથી તે આવીને નારાજ તો નહી થાય." પુંજાબાવાએ જવાબ દીધો કે "મારો ધણી મારાથી નારાજ થાય એમ નથી. તમે ખુશીથી બોટમાં આવો." પીર સાહેબનો ચહેરો જોઇનેજ પુંજાબાવા અંજાઇ ગયા હતા. કીનારા આગળ કાદવ હતો તેથી તેમણે પીરસાહેબને કહ્યું કે "હુ આપને ઉચકીને બોટ ઉપર લઇ જઇશ." એમ કહીને પીર સાહેબને તેમણે ખભે ઉંચકી બોટમાં બેસાડયા. અભરામ બાવા પગે ચાલી બોટમાં બેઠા. પુંજાબાવાને પીર સાહેબનો ભાર બીલકુલ લાગ્યો નહી. તેમજ કાદવમાંથી તે ચાલી ગયો

છતાં તેમના પગ બીલકુલ ખરડાયા નહી તે ઉપરથી પુંજાબાવાને લાગ્યું કે આ કોઇ મહાપુરૂષ છે. થોડો વખત બોટમાં ફર્યા પછી પીર સાહેબે પુંજા બાવાને બોટને પાછી ફેરવવા કહી અને આટલું ફેરવવા સારૂ પુંજા બાવાનો આભાર માન્યો. પુંજાબાવાએ બોટને કીનારે લાવી, પહેલાંની માફક પીર સાહેબને ઉંચકીને કીનારે કોરી જગાએ મુક્યા. આ વાર પણ પુંજાબાવાને પીરસાહેબનું એક ફુલ જેટલુંજ વજન માલમ પડયું તેમજ પોતાના પગ કીચડથી બગડયા નહી. જે ઉપરથી પુંજાબાવાએ પીર સાહેબના પગ ઉપર માથું મુકી કહ્યું, "આપ ખરેખરા કોઇ મહાપુરૂષ છો. મને કોઈપી રીતે આ દુનીયાથી બચાવી મારૂં કલ્યાણ થાય એમ કરો અને મને મુકતીનો માર્ગ બતાવો." પીરસાહેબે દયા લાવી તેમને કહયું, "હમેશાં માલીકની બંદગી કરજે. તેમાં રવીવારે આખો દીવસ બંદગી કરજે. તે દીવસે નોકરી મુકીને પણ બંદગી કરજે. બંદગીથી કોઇ ચીજ ચઢતી નથી", એમ કહી ગુરૂ મંત્ર આપી આશીર્વાદ દઇ રવાના થયા પુંજાબાવા પીર સાહેબે જે કહ્યું હતું તેને વળગી રહી માલીકની બંદગીમાં હંમેશાં લીન રહેતા હતા અને વખત જતાં પીર સાહેબની મહેરથી પોતે ગુરૂ પદ પામ્યા હતા. કણબી, કાછીયા, સોની, ખલાસી, ગોલા વગેરે પુંજાબાવાના ચેલા થયા હતા. પારસી પણ તેમના સેવક હતા.

જેવી રીતે આ ખારવાઓના ગુરૂ પુંજાબાવાને પીર સાહેબ તરફથી ન્યામત મળી હતી તેવીજ રીતે ગુજરાતમાં રેવા અને મહી નદીના વચલા પ્રદેશમાં નીરાંત પંથ ચાલે છે તે પંથના સ્થાપકને પીર સાહેબના એક શિષ્ય પીર અમન સાહેબ તરફથી મલી હતી. આ નીરાંત પંથ કરજણ તાલુકાના દેથાણ ગામના તલબદા કોળી ભગત નીરાંત નામે હતા તેમના નામથી ચાલે છે. નીરાંત ભગત પીર અમન સાહેબના ચેલા હતા અને અમન સાહેબના ગુરૂ પીર કાયમુદ્દીન સાહેબ હતા. આ નીરાંત પંથની ગાદીઓ દેથાણ, છીદ્રા, વાવલી, વડોદરા વગેરે ઠેકાણે છે, અને તે પીર કાયમુદ્દીનની ગાદી જે હવે માંગરોલની ગાદી તરીકે મશહુર છે તેની તરફ પુજય ભાવથી જુવે છે.

પીર સાહેબના સેવકોમાં બીજે સ્થાને જીવણ મસ્તાન નામના પાટીદાર હતા. તેઓ વડોદરા પ્રાંતના કરજણ તાલુકાના પાછીયા પરાના રહેવાસી હતા. એમના ભજનો પણ આજે ઘણા શોખ સાથે ગવાય છે

પણ પીર સાહેબના ભકતોમાં એક પાટીદારણ બાઇ રતનબાઇ કરી થઈ ગયાં છે તેમનાં ભજનો જ્ઞાન અને ભકતીરસથી ભરપુર છે. એ બાઇ જીવણ મસ્તાનના પીતરાઇ બ્હેન હતાં. એમના ભજનોનો કેટલોક ભાગ ગુજરાતના પ્રખ્યાત સાક્ષર રાવ બહાદુર હરગોવીંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા સાહેબ જે પ્રથમ વડોદરા રાજ્યમાં વિદ્યાધિકારી હતા અને પાછળથી લુણાવાડા સ્ટેટના દીવાન નીમાયા હતા, તેમણે વડોદરામાં નીકળતા "સાહિત્ય" નામના માસિકના ઇ૦ સ૦ ૧૯૨૨ના અંકામાં સંગ્રહ કરેલો છે. તેઓ એ બાઈ વિશે લખે છે કે "દોઢસો વરસ પહેલાં કાનમ જીલ્લામાં કેળવણીનું નામ નિશાન નહોતુ, એટલે એ બાઇને તેનો લાભ મળ્યો નહોતો એ સ્પષ્ટ છે; છતાં એક અભણ બાઇના મુખથી જ્ઞાનમય ભજન નીકળે એ તેમના ગુરૂ તરફથી મળેલી પ્રસાદીની ખરેખરી સાબીતી છે."

રતનબાઇને જ્યારે જ્ઞાનનો રંગ ચડયો ત્યારે તેમણે એક પદમાં પોતાના ગુરૂ—પીર વિશે કહ્યુ છે કે:—

શબ્દ બતાવ્યો સોહંમ તણો ને, ઓહંમનો ઉઘડયો દ્વાર,
બાઇ રતનને *મુરશદ મળીયા, નજરે દીઠો કીરતાર.

જેમ જેમ જ્ઞાન વધતું ગયું તેમ તેમ ઘણી સારી વાણી તેમણે કહેલી છે. એક પદમાં કહ્યું છે કે:—

"તપને વ્રત હું નહી જાણું, વેદ ન સમજું લગાર,
ગુરૂએ મારે માર્ગ બતાવ્યો તેથી, ઉતરી ગઇ ભવ પાર."

આ બાઇનો એમના ગુરૂ તરફ એટલો બધો ભકતીભાવ હતો કે તેમણે પોતાના ગુરૂ પાસે માંગણી કરી કે મર્યા પછી તેની કબર તેમની દરગાહના પગથીઆંની નીચે થવી જોઇએ કે જેથી દુનીયાનું જે બી લોક પોતાના ગુરૂની દરગાહને નમન કરવા જાય તે બધાં એ બાઇની ઉપર પગ મુકીને જાય જેથી તેને લાભ મળે. એ માંગણી મુજબ બાઈ રતનબાઈ અને જીવણ મસ્તાન એ બન્નેની કબરો પીરની દરગાહમાં જવાની સીડીના પગથીયા નીચે કરવામાં આવેલી છે. એમની ગુરૂભકતીને ધન્ય છે!

## રહેલત (સ્વર્ગવાસ.)

બાવા કાયમુદ્દીન સાહેબ ગાદીએ આવ્યા પછી ગાદીના મુરીદોની સાથમાં કડીથી પગ રસ્તે ચાલી નીકળ્યા હતા. જ્યારે તેઓ અકલબારા

* ગુરૂ

ગામે આવી પોહોંચ્યા ત્યારે ગામને પાદરે મહી નદીમાં પાણી હતું. હોડીમાં આ પાર આવતાં સારા પુરૂષ જાણી ઉતરતી વખતે હોડીના માછીએ બન્ને ઉંચકી તેમને કિનારે ઉતાર્યા કારણ કે ઓવારામાં પાણી હતું; પણ તેને જરા પણ ભાર લાગ્યો નહી. એમનું વજન એક ફુલના જેટલું લાગ્યું જે ઉપરથી તેણે જઇને ગામમાં તે વખતના ઠાકોર સાહેબને વાત કરી કે એક મોટા મહાપુરૂષ નદીએ ઉતર્યા છે તેથી ઠાકોર સાહેબ પોતે પીર સાહેબના ચરણ આગળ હાજર થઇ તેમની યોગ્ય સેવા કરી ગામમાં લઇ ગયા અને ઘણા દીવસ રાખ્યા અને બધા મુરીદ થયા. જ્યારે પીર સાહેબ એકલબારા છોડી આગળ જવા તૈયાર થયા ત્યારે ઠાકાર સાહેબ બહુ નારાજ થયા અને પીર સાહેબને વીનવવા લાગ્યા કે બાવા સાહેબ અહીંજ મુકામ રાખો. જે ઉપરથી તેમણે ઠાકોર સાહેબને વચન દીધું કે "હમણા મારે ઘણું કામ છે તેથી હાલ જાઉં છું પણ જરૂર અહીં આવીશ. જો જીવતો નહી આવું તો મુવે પણ એકલબારે પાછો આવીશ," એમ કહી એકલબારા છોડી આગળ વધ્યા. મુરીદોને ખોળતા ખોળતા આખર વખતે પીર સાહેબ નંદરબાર તરફ પધાર્યા હતા. ત્યાં તેમનો આખર વખત આવ્યો અને ધોકડા ગામે આ દેહ ત્યાગ કર્યો. તેમણે ઉઠી ગયા પછી બસારત આપી હતી કે હું એકલબારે ઠાકોર સાથે કોલ કરીને આવ્યો છું માટે મને ત્યાં લઇ જાઓ તે ઉપરથી કબર ખોલી ત્યાંથી તેમની લાશને એકલબારા લાવવામાં આવી હતી તે વખતે ત્યાં બે તડ હતી, એક તડ કહે "હમે હમારી હદમાં દફન કરીયે." અને બીજી તડના માણસો પોતાની હદમાં દફન કરવા માગતા હતા. આખરે પીર સાહેબે બન્ને પક્ષોને બસારત આપી અને વઢવાઢનો અંત એવી તરેહ આણ્યો કે લાશ વાલી ગાડીને કાચા વાછરડા જોડી વગર હાંકનારે હાંકી મુકવા. પછી જ્યાં તે વાછરડા ઉભા રહે તે જગાએ આખર મુકામ કરવો. હવે જ્યાં તે વાછરડા ઉભા રહયા તે જગ્યાએજ બાવા સાહેબનો મુકામ થયો અને ત્યાં રોઝો બાંધવામાં આવ્યો છે. ત્યારથી ઠાકોરો, બારીઆ લોકો, પાટીદારો તથા બીજા હજારો લોકો એ દરગાહ તરફ માનની નજરે જુવે છે. અને એ પીર સાહેબને માને છે. તેમના કલ્યાણ માટેજ જાણે માલિકે એ પીરસાહેબને ત્યાં મોકલ્યા હોય એમ ચોખ્ખું જણાય છે. ઠાકોરો અને બારીઆભાઇઓ પણ પીરસાહેબે શીખવેલી જીવદયા પ્રમાણે હજુ પણ વર્તે છે, કારણ કે તેમના લોહીજ એ પીર

સાહેબ પડદે થયા પછી પણ એકલબારા તરફ આવ્યા છે એવું તેઓ સમજે છે, નહી તો તેમના તો ઘરાક હજારો હતા. હાલ તેમની જગા ઉપર પીર મોટામીયાં સાહેબ છે અને તેઓજ તમામ કારભાર ચલાવે છે. તેમને ત્રણ દીકરા છે. પહેલાં સાહેબઝાદાનું નામ નીઝામુદ્દીન છે, બીજાનું નામ કાયમુદ્દીન છે, અને ત્રીજાનું નામ ફરીદબાવા છે.

## એમનો રોજો.

એમના રોજામાં પાંચ તુરબતો છે. દાખલ થતાં પહેલ્લીજ કબર સઇઅદ પીર ઇનાયતમીયાં સાહેબની છે જે પીર કાયમુદ્દીન સાહેબના ભાઈ અને માંગરોલની ગાદીના સ્થાપક પીર મોટામીયાં સાહેબના બાપ થતા હતા. તેમની પડોશમાં એટલે વચ્ચે પીર કાયમુદ્દીન સાહેબની પોતાની મજાર છે, અને તેમની પાસે, એટલે આથમણી બાજુ તેમના સસરાની કબર છે. વળી બે કબરો નાની પીર સાહેબના પંગાતે છે તે તેમના નવાસાઓની છે.

## એમના છોકરાં.

પીર કાયમુદ્દીન સાહેબ પોતાની પાછળ એક દીકરી મુકી ગયા હતા જેમનું નામ આપાજીમા સાહેબ હતું. આ બાઇ ઇલમમાં ભરપુર હતાં અને એમને ઘણી ન્યામત એમના પિતા તરફથી મળી હતી. એમના કાકાના દીકરા પીર મોટામીયાં સાહેબ માંગરોલવાળાનાં એ બ્હેન થતાં હતાં, અને એમની તરફ તેઓ બહુ માનથી જોતા હતા. મુંબઇથી આપાજીમાંજ પીર મોટામીયાં સાહેબની મુબારક લાશને માંગરોલ લઇ આવ્યા હતા.



# પ્રકરણ બીજું.

——:(o):——

## નુરે રોશન.

આ કીતાબ અસલમાં પીર કાયમુદ્દીન બાવાએ ચીશ્તી સીલસીલાના મુરીદો સારૂ લખેલી હતી. એ કીતાબમાં ખુદાઇ જ્ઞાન વિષે પુરી સમજણ આપેલી છે. પણ કોઇબી તઆસુબી મુલ્લાં કે થોડું ભણેલા મોલવી કે

મઝહબને આ કિતાબમાં રસ પડે એમ નથી. બલ્કે કદાચ ઉપર ટપકે જયાં ત્યાંથી એકાદ બે જુદા છવાયા પાનાં વાંચી તેઓ કુફરનો ફતવો પણ કાઢવા અચકાયે નહીં. આ કિતાબનું રહસ્ય પુરૂં સમજવા સારૂ મુરશીદે કામીલની જરૂર છે. તે એવો મુરશદ જોઇયે કે જેને ફકીરોની સોહબતથી પુરેપુરો ફેઝ મળેલો હોય એટલું જ નહી પણ પુરી રીતે તેણે કોરાન શરીફ અને હદીસનો પણ અભ્યાસ કરેલો હોય. કેમ કે આ કીતાબમાં કુરાન શરીફ અને હદીસની આયાતો અને બુઝુર્ગોના કલામો આપેલા છે. કેટલાક કલામો એવી રીતે કહેલા છે કે ઇનસાનના અક્કલ તે એકદમ સમજી શકતી નથી. જેવા કે

## મન અરફ્લાહો લાયકુલ્લાહ વમન કાલલ્લાહો

## લાયારફુલ્લાહ.

જેણે અલ્લાહને પીછાન્યો તે અલ્લાહનું નામ લેતો નથી, અને જેણે અલ્લાહનું નામ લીધું તેણે અલ્લાહને પીછાન્યો નથી.

એક જગાએ લખ્યું છે કે "અલ વીલાયતો અફઝલુન નુબુવત" એટલે વીલાયત નબુવતથી ચઢીયાતી છે.

આવા વચનોથી ઇલ્મના જીજ્ઞાસુઓને કાંઇ ગભરાઇ જવાનું નથી. તેમના માટે એ જરૂરનું છે જે ધ્યાનથી પહેલેથી છેલ્લે સુધી આ કીતાબ પઢવી.

જેવી રીતે "વેદ" કાંઇ ચોપડીનું નામ નથી પણ તેમાં જુદા જુદા મહાત્માઓએ ખોદાઇ જ્ઞાન મેળવતાં જે જે અનુભવ થયો તે લખ્યો છે તેમ આ કીતાબમાં પણ પીર કાયમુદ્દીન સાહેબે પોતાનો અનુભવ દર્શાવ્યો છે તે કાવ્ય રૂપે લખાયલી છે. તેમાં હીંદુ તેમજ બીજા ધર્મોની મુસલમાન ધર્મ સાથે સરખામણી, ધર્મો વચ્ચે ઝગડા થવાનું કારણ, ધર્મનો અર્થ, નીરાકાર નીરંજન રૂપે માલીકનો મેળાપ કેવી તરેહ થાય, તે મેળાપ સારૂ ગુરૂની જરૂરીયાત, ગુરૂ કેવો હોવો જોઇએ, વગેરે બધું સમજાવવામાં આવ્યું છે. તે ઉપરાંત ખુદાની મુનાજાતો તથા ભજનો વગેરે છે. તેમાથી ફકત થોડાક ફકરાઓ સાધારણ માણસો સમજી શકે તેવા આ પ્રકરણમાં આપ્યા છેઃ—

## નુરે રોશનમાં શું લખેલું છે.

નુરે રોશન કા સુનો બયાં—ઇસમેં તોહીદ હોવે બયાં
ઇસ નુરે રોશન કુ જો કોઇ પઢે—વો સાહેબ કા દરશન કરે
ઇસ કીતાબ કી જીસે બુજ આવે—ઉસે એક પલમેં સાહેબ પાવે
જહાં દેખે વહાં હક એન દેખાયે—રૂમ રૂમ ઉસકી મસ્ત હો જાયે
નુરે રોશન કા બોલ કહું બ્યાન—સુનો તુમ સો એક ધરધ્યાન
કુરાનકી આયત હદીસ માફક તોહીદ બતાઇ—હીંદી નુંકતે મેં કહે સમજાઇ
મુસલમાની બોલીમેં ઇલમે તોહીદ જાન—હીંદી બોલીમેં
કહેતે હય બ્રહ્મજ્ઞાન
દોનુકા મકસદ એક હે સો—બોલી ફેરસે નામ કહેતે હે દો
હીંદી નુકતેમેં પઢના આસાન—પીયુજી પાવે સુંનો ધર ધ્યાન
શાહ કાયમુદીન [1]તોહીદ મગઝ બુજા—તબ હીરદે ભીતર પીયુજી સુજા

---

મારેફ્રત જે સુફીવાદમાં છેલ્લી મંઝીલ છે તેનું જ્ઞાન થતી વખતે માણુસ શું દેખે છે. નીચેનો અનુભવ વેદાંતમાં જે અધ્વૈત કરી કહે છે તેવોજ છે.

એકા એક હો રહેને કી બાત કહું—મારેફ્રત મેદાન સમજા દઉં
નજર તેરી જો આવે સબ યું જાન યે સબ હી રબ
ઇનસાન આપસ તું મત જાન—દુજા તીજા કુચ ન આન
હેગા સબ હી પીયુ પીયુ—કયા માણુસ ઓર કયા જીવ
નજર મનસે કુચ ન દેખ—હેઇ સભી સો એકા એક
કહાં હે તું ઓર કહાં હે ઓર—નહી કુચ જાગ નહી કોઇ ઠોર
આસમાન જમીન કુચ મત દેખ—દેખે કોન સો હુવા એક ?
પીયુ જીને સહી કીયા જો હે યું મત જાનો કુછ દુજા હે
કયા હીસાબ ઓર કયા લેખા—મત તું જાન સો મેં દેખા

× × × ×

તું ઓર હું યા કુછ નહીં —નહીં તું આપે દુજા કહીં
કોંનસો હુરાં કોંનસો નુર—કોન પાક ઓર કોન ચતુર
[1]અબ્દ [2]માબુદ સો હો રહે એક—કોન બુંડ ઔર કોંન સો નેક
કોન આસમાન ઓર કોંન જમીન—કોન તુમે ઓર કોંન હમીં

---

૧ એક્તા

૧ બંદા. ૨ જેની બંદગી થાય તે, ધણી.

કોન જોહરી ઓર કોંન પરખ—કોંન સાહુકાર ઓર કોંન ઠગ
કોન હસ્તી ઓર કોંન ઘોડા—કોંન સો કૌસપર કરે જોરા
કોન ફુલ ઓર કોંનસો ઝાડ—કોન છુરી ઓર કોન તલવાર
કોંન હાકમ ઓર કોંન રઇયત—કોંન દાતાર ઓર કોન માંગત
તે, તાં, હું, અબ કરતુ દુર—હો એકા એક નુર દર નુર
દુધ ગયા જબ ઘી હુવા જાન—ખુદ ગયા તબ હુવા રહેમાન

ખુદા ઘટમાં વસે છે પ્હેલાં મનને પવિત્ર કરવાની જરૂર છે. ચીત ખુદામાં પરોવ્યા વગર અને મનમાંથી અહંકાર કાઢ્યા સીવાય માળા (તસબીહ) ફેરવવાથી કાંઈ ફાયદો થતો નથી.

કાયમદીન ઘટકુ છોડ કર મુસલમાન મક્કે જાય,
હીંદુ ફીરે ભટકતા સો ભુલા તીરથ નાહાય.
કાયમદીન કાસી દુવારકા હીંદુ દોડા જાય,
ગંગા ગોમતી નરમદા સો ભુલા તીરથ નાહાય.
કાયમદીન મનતો ઠોર નહી ઓર બેઠા માલા ફીરાય,
મનકા મરમ બુજે નહી સો કેસી માલા ફીરાય.
કાયમદીન ઘટમાં પીયુ બસે ઓર મરમ કોઈ ન બુજે,
હીંદુ નીરજંન છોડ કે સો દેવલ ડેરા પુજે.
કાયમદીન દોનુ ભુલે પડે ઓર મરમ દીલકા ન જાને,
હીંદુ મુસલમાનમેં મમત પડી સો આપ આપકુ બખાને.
કાયમદીન સવાશેર સબ હોવે ઔર નવટાંકી કોઇ ન હોવે,
અહંકાર પદડા બીચ હે સો કેસે દરશન જોવે.
કાયમદીન હીંદુ મુસલમાન દોનો અહંકાર ન ખોવે,
મેલ જો લાગા બીનગસેં બાહેર ધોયે ક્યા હોવે.
કાયમદીન ઘટકી સેવા પકડ ઓર તીરથ જાતરા સબ છોડ,
મન પવનકુ વસ કર ઓર લગા પ્રેમકી દોર.
આપકા એકજ ઠોર કરો ઓર ડાલો પરદા ખીસાય,
શાહ કાયમદીન ચીસ્તી પરગટ કહે તેજમાં તેજ મીલાય

## અમર મકામ કયો ?

કાયમદીન સબ બાત કહાં કહીગે, છોડ દો એ ઘર સુનધામ.
નીજધામ નીરંજન અલેક હય સોહી અમર મુકામ.
કાયમદીન સોહી અમર ચીને બીના આરા કબુ ન આવે.
કુરાન, પુરાન, બેદ, સાખી, સબી મીલ સાખ પુરાવે.

## સતગુરૂની જરૂર.

બ્રહ્મજ્ઞાન મેળવવાનું પહેલું પગથીયું વેદાંત તેમજ સુફીવાદ મુજબ માથે સતગુરૂ કરવાનું છે. સતગુરૂ વગર ધર્મનું પરોક્ષ જ્ઞાન થતું નથી. પણ ગુરૂ કરવામાં બહુ સાહુચેતી રાખવાની છે.

કાયમદીન ખલક મીસાલ પસુ હે કયા રંક ઓર રાના,
સતગુરૂ કે ભેદ બીના સો ભમી સબી ભટકાના.

---

અગર ગુરૂ કાચો હોય અથવા ઢોંગી હોય તો શું હાલ થાય?

કાયમદીન ખલક કયા કરે પકડા અંધેકા સાથ,
પીર આપ ભુલે પડે ચેલા કયું પાવે બાટ.

જુબ્બા પહેને, ટોપી ઓઢે, ઓર બયાન વાએઝ સુનાવે
કાયમદીન પીયુ ઘટમાં બસે ઓર દોનુ ભુલે જાવે
ચેલે બીચારે કયા કરે મીલે અંધે ગુરૂ
વહી ચોર મારગ કે વહી જામીન ભરૂ.
ચેલા અંધા, ગુરૂ લાલચુ, બાજા મીલા સબ ચોર
કાયમદીન દુધ દહીં ઘી કરે ભલે બીચારે ઢોર
કાયમદીન આગે કે બુજરૂગ હુવે ઉનુને પીયુ સહી કર બુજા
અબ કે તો કીતાબાં પઢને લગે, છોડી મનકી પુજા
**પીર** સોહી સો પીયુ મીલાવે ઓર કરે હકસે વાસીલ
કાયમદીન અબકે તો વાયેઝ કહેને લગે વો માવરા ગયા નીકલ
બયાન વાએઝ તો મુલ્લાં કહે ઓર પીર માર્ગ કુછ જુદા
**કાયમદીન,** પીર તો ઉસે કહીયે જો સહી કરાવે ખુદા
વે માવરા તો નીકલ ગયા જો કુછ થબી આગે
કાયમદીન વો તો ભુલ ગયે તબ કીતાબાં પઢને લાગે
સાહેબ સહી કરના છોડ દીયા ઓર લીતી ભેસ બડાઈ
શાહ કાયમદીન વે ચલન તો ઉઠ ગયા-તબ બયાં વાએઝ
પર પીરી મુરીદી ઠેરાઇ.

---

## સતગુરૂ કરવામાં ઉંચ નીચ વર્ણ જોવાની નથી.

કાયમદીન તન મનખા હે જનમ તામે હરી તત્વસાર
સતગુરૂ કીથી ભેદકી ઓલખાવે કીરતાર

[1]કીલી બીના [2]કુફલ ના ખુલે સતગુરૂ બીના હરી ન પાય.
ઉંચ નીચ અંતર નહી, પીછું જગત રહા ભરમાઈ
કાયમદીન, હરીમતા કીસીકે બાપકી નહી જાન
જીસે પાવે વોહી હરીકા દોસ્ત પીછાંન
કાયમદીન, હીંદુ મુસલમાન જીસમે હોવે હરી માન
હરીજન હર ઓળખાવે વોહી સતગુરૂ પીછાન
કાયમદીન જીને ઓલખા હોય સોઇ ઓલખાવે
જાત ભાતકા કામ નહી જહાં તહા જીવન મુક્ત હોવે
કાયમ દીન કોઈ નીચ જાતને હરી ઓલખા હોયે જાન
વોહી સત ગુરૂ કરકે ખોજ લેવે માન
કાયમદીન મ્યાંનસે કામ નહી [3]તેગેસે કામ રખ જાન
તન સો મ્યાન હે, તેગા વસ્તું પીછાન
કાયમદીન, આખર મ્યાન બી એક હે જાન,
પાંચ તત્વસેં સબ જગત બનાઇ હે માન
કાયમદીન ચીના આત્મા, વસ્તુ રૂપ એક હે જાન
કયા નીચ, કયા ઉંચ, કયા હીંદુ, કયા મુસલમાન
કાયમદીન, મુસલમાન માટીકા નહી, હીંદુ સોનેકા નહી જાન
જે વજે બનાયે તે વજે બના હે પીછાન
કાયમદીન લગના લાગી હે મેરા તેરા જાન
આપ આપકી મમતસે સબ ખેંચા મુવે માન

## ફના થવું એટલે શું? કામીલ કોને કહેવો?

કાયમદીન, સબ સ્હેલ હય પંડીત, શેખ, ગોસ, ઓલીયા, પીર
સો બાત મુશકેલ હે હોના ફના ફકીર.
કાયમદીન મેં ગરીબ [4]યતીમ હું સો ફના નહી મંજુર
કામીલ ફકીર સો સહી જીસમ ભુલ. નુર ઇરમસે હોવે હજુર
કાયમદીન બાહેરકી બેહોસી હોય, ભીતર હોવે હુંસીયાર
એસી ભેદ ફનાકા, સો દેખે નુંર દીદાર
કાયમદીન આલક સું જાને ઘર બાર છોડ ગરીબ હો બેઠ રહે
ચુપ હો એક ઠામ
જો આપા સો આયા ફના તાકા નામ.

---

૧ કુંચી ૨ તાળું ૩ તલવાર ૪ મા બાપ વગરનો

કાયમદીન, ફનાકે માએની એ નહી કથની મથની જાન
સો ભેદ કુચ ઓર હે, જીવતે મીલે રહેમાન.
કાયમદીન, કેતેક યું ઠેરાયે નેન કાન મુંડે હુવે અજવાલ
કાન મુંડે સોર સાર હય ઉસીકુ કહે કમાલ
કાયમદીન, કેતેક દમકુ સોસે, દસમે દુવાર ચડાવે
સાંસ ઉસાસ અજંપા જપે તાકુ કામીલ ઠરાવે.
કીતનીક ખલક બાતીન જીકર કરે, કીતનીક દુટી નાલસે ધ્યાન લગાય
કેનેક ચામ દીલકુ દેખે તાકુ કામીલ ઠેરાય.
કીતનેક છીલે બેઠ ભુખે રહે, કેતેક મુનીવર હો સવા પેહેર ઓઝલમેં રહે.
કેતેક એલમ દાવત પર કરામત ચલાય તાકુ કામીલ કહે.
કાયમદીન, સબ ઘટ સાહેબ જાને કીતનેક જંન નયે બેસ સજાવે
કેતેક આપ કવી હોના તાકુ સંત ઠરાવે
કાયમદીન, કેનેક પરહેજ કરે, કેનેક જીવ હીંસા પલાવે
કેતેક પડછા દેખાવે તાકુ સંત ઠરાવે.
કાયમદીન, એ સબ મન સમજાવના અગંમ ઘર કુછ જુદા.
સો ભેદ કુચ ઓર હય જાસે મીલે ખુદા.
કાયમદીન સબ કામીલોકી નજદીક એ કમાલીયત નહી હે મગર
યે મુબાદત, ઝોહોદ. હે હકકા મીલના કુચ ઓર હે દીગર.
કાયમદીન કરીશ્મા, ખજમત, ગૌસ કુતુબ કહેના એ સબ ખુદ પણે કા કાર
સો બાત કુચ ઓર હે જીસેં મીલે દીદાર.
કાયમદીન, **ઓલીયા** તો ઉસે કહીયે જીને કીયા વહેમ ગેરસે વજુ
ભીતર સુન મેદાનમેં હુવા હક તરફ રજુ.
કાયમદીન **ફકીર** તો ઉસે કહીયે જે ખુદીપણા ખો જાય
એ ખુદ હો મીલે બીચ નુર સોહી ફકીર કહેલાય.
કાયમદીન, **વેરાગા** તો ઉસે કહીયે જો વો રાહ કુ પાય
સુન માખર મેદાન જહાં ઝગમગ નુર દેખાય.
કાયમદીન, **સંન્યાસી** તો ઉસે કહીયે જો સર્વ વસ્તુકા નાશ કરે
એક અગમ અગોચર અલેક હે તાસેં ધ્યાન ધરે.
કાયમદીન, **પીર** તો ઉસે કહીયે જો પીયુ સેં પ્રેમ ધરે
નાસુત, મલકુત, જબરૂત, લાહુત તક સફર કરે.
કાયમદીન, **વરતીયા** તો ઉસે કહીયે, જો વહેમ ગેરકા વરત લાવે

ખુદી પરસાદ છોડે નહી, સોહી વરતીયા કહેલાવે.
**કાયમદીન, બ્રાહમણુ** તો ઉસે કહીયે, જો ફના કાશીમાં ન્હાય
ગગન ડંકા ઘંટ બજાવે, નુર પુજાકુ જાય.
કાયમદીન, **મહાત્મા** તો ઉસે કહીયે, જો વ્હેમ ગેરકુ છોડે
પ્રેમ ધોલે, સુરત **સુ**ને, ધ્યાન ભીતર જોડે.
કાયમદીન, **કાનફટા** તો ઉસે કહીયે, જો કાન ક્રોધ કે ફાડે
ખુદપણા સંસાર છોડઃ જો ગગન ગુફામાં જાવે.
કાયમદીન, **કાઝી** તો ઉસે કહીયે, જો તોહીદ રીવાયત કાઢે
ફનાકા દુરરા લે કરઃ ખુદી ગુનેહગાર કુ મારે.
કાયમદીન, **મુલ્લાં** તો ઉસે કહીયે, જો તનમેં સુરત કી બાંગ દેવે
ફના હોઝમેં વજુ કર, હકસેં હજુર રહે.
કાયમદીન, **અસ્ત્રી** તો ઉસેં કહીયે, ખુદી નામહેરમ કી સુરત ન દેખે
વહેમ ગેર લોકોસેં પરદા કરે નઝર કીસીકે ન પડે.
કાયમદીન, **મરદ** તો ઉસે કહીયે, જો વ્હેમ ગેર ચોરસેં લડે
હીમત કે હથીયારસે ખુદી જીત ફતેહ કરે.
કાયમદીન, **પીર** તો ઉસે કહીયે, જો પરગટ પીયુ દેખાવે.
તોહીદ સેં વાકેફ કરે, સોહી પીર કહેલાવે.
કાયમદીન, **મુરીદ** તો ઉસે કહીયે, જો મુવે પહેલે મર જાવે,
હક નુર દીદારકી મુરાદ પુરી પાવે
કાયમદીન, **મુરશીદ** તો ઉસે કહીયે, જો મરમ તોહીદ બતાવે
જો બાતેન કી સફર કરાવે, હક દરશન દેખાવે.
કાયમદીન, **તાલેબ** તો ઉસે કહીયે, જો તલબ હક કી પાય
અલેક નુરસેં મગન રહે, સેહી તાલેબ કહેવાય.
કાયમદીન, હજાર બાત.કી એક બાત, ખુદપણેકુ ખોવે
બે ખુદ હો સુન સીખર પર નુરી તમાસા જોવે.

---

## સતગુરૂ વીના બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થતુ નથી.

કાયમદીન, સતગુરૂ ઉસે કહીએ જો દીદારમાં મીલ જાવે
અલેક નુંર દીદારમેં આપ ઢુંઢા ન પાવે
કાયમદીન, સતગુરૂ તો ઉસે કહીએ જીને અગમ ચીના હોવે
અલેખ ભીતર મીલ રહ્યા, સો પડદા દુર હોવે
કાયમદીન, અયસે સતગુરૂ જે કોઇ ચેલેકુ પાવે
પરદા બીચકા ઉચક કર, પ્રગટ નુર દીખાવે.

કાયમદીન, સતગુરૂકી મેહેરસે ચેલોંકા હોવે ભાવ
દીદાર નુર તબ પરગટે, જો હોવે એસા બનાવ.
કાયમદીન, બીના સતગુરૂ બસ્તુ હાથ ન આવે
મન માને એસે શાસ્ત્રધર્મ પાલ દીદાર કબુ ન પાવે
કાયમદીન ચહાયે દીદારકુ, જા કહે સતગુરૂકુ બતાય
બીન કહે ક્યા પરવા હે સતગુરૂ જોત જગાય
કાયમદીન ઇસ રાહસેં બસ્તુ પ્રકાશ પાય
મુંસલમાનકી દોજખ મીટે, હીંદુકી ચોરાસી જાય

---

**સુફી લોકો એટલે સંત લોકો જે લોકોને ખુદાના દીદાર થયા છે તે લોકો કોઇ એક પંથના છે અથવા કોઇ એક ધર્મના છે એમ મનાતું નથી. એ કોઇ પણ ધર્મના બંધનમાં હોઇ શકતા નથી.**

સુફી લોક કીસીકે મહજબમા નહી, વો મુરશદ અલ્લાહ કુ બુજે સહી;
વહેમ ગેરસે જીને કીયા દીલ સફા—દીલ બીચ દેખે વો પરકાશ હકકા;
મહજબ દીન સબ ઉસકા મુરસદ હય જાન—રસુલે ખુદા સબહી
મુંરશદ પીછાન
દેખો કયા કહા હે ખુદા કે રસુલ—ફના ફી સેખ—આપસકુ મુરશદ મેં
ભુલ
મલ્લા શએખા લહુ—એ હદીસ ફરમાઇ—બીના મુરશદ દીન સચ નાહી
મુરશદમેં છુંપાયા હક રસુલ—બંદે કુ કીયા હકને કબુલ.

---

જે લોકોને ખુદાઇ જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય તે લોકે શું કરવું? જેમ વેદાંતમાં એ જ્ઞાનના અભ્યાસીને પહેલા યમ અને નીયમ પાળવા પડે છે. પછી સતગુરૂ કરવો પડે છે અને પછી સતગુરૂ કહે તેવી રીતે અભ્યાસ કરવો પડે છે તેવીજ શીખામણ આમા પણ આપવામાં આવી છે. જેવા જેવા ખીયાલના માનનારા છે તેમને તેમના ખીયાલ પ્રમાણે સમજાવ્યા છે.

સુનો ભાઇ સારે હીંદુ ઓર મુસલમાન
જાહેર ભેખકા તુમ મત કરો ગુમાન
શાહ કાયમદીન ચીસ્તી કહે એક [1]રમઝ
ઉસીકી અબ તુમ રાખો સમજ;

---

[1] ભેદ.

જાહેર ચલન અબ તુમ સબ છોડ દો
બાતીન રાહ હક તરફ કી લો.
દો શમશેર એક મીયાન મેં ન સમાવે
બીનં જાહેરી છોડે બાતીનકુ ન પાવે.
જીસકુ હક મીલનકી ગરજ હોય જાન
સો જાહેરી છોડ બાતીન તરફ આવે માન.
જીસકુ હક દીદાર દેખન કા ઇશ્ક નહી મગર
ઉસકે લીયે જાહેર કી ચાલ હય બહેતર.
અબી દીદાર દેખન ચાહે અગર
તરીકત, હકીકત, મારેફત કી રાહ પકડ.
પુજા પાતરી તુમ છોડ દો સબ
પોથીયાં ધ્યાન કી લેકર બાંધો અબ.
તીરથ ઓર ડેહરે સબી દો નીવાર
માલા કે ફેરાનેસેં અબ હો બેજાર
મુખસે ભજન કરના દુર કર
છોડ કુલ નાત જમાતકા ડર
કામકી દોડાદોડ થોડી કરો
ધીર ગંભીરપણા તુમ દીલમેં ધરો
લડના, ઝઘડના, ઓર ખાર ઓર કુડ
લાજ ઓર આબરૂ રખો સબ દુર
નીચી નાડ રખ ઇશ્ક આતશ જગાઓ
ખુદી, દુષ, ગુસ્સા સબી ભુલ જાઓ.
ખરે, ઓર ખોટેકા ઝઘડા મીટાઓ,
હા પણેકા તુમ સ્વભાવ લાઓ.
હીરસ ઓર હવા પર મત મન ધરો.
યે કરીં ફર શોર સબી દુર કરો.
નજરસેં દેખનેકી સમજ એસી રખો,
જો સબમેં બસે સબસેં ન્યારા હક હે વો.
બાતુંકે રસ પર સુરત ન કરો
ભુંડી ભલી બાતકા શક ન ધરો.
ખાના પીના બારીક ખાઓ
કડવે, મીઠેકા સ્વાદ મત લાઓ.

એસે તુંમ આપસકુ અવ્વલ બુઝો,
પીછુ ખોજની મુરશદ કામીલ કી કરો.
વેસે મુરશદ કી સોહબત પકડ
કે જીસકુ હો ¹તોહીદ ઇલમ કા ખબર.
જીસમેં હોય નુર હકકા પરકાશ,
વેસે મુરશદ કે જાઓ તુમ પાસ.

**પછી મુરશદ જે રૂઢી દેખાડે તે રૂઢીથી અભ્યાસ કર્યા જવાનો છે.**

ફીર ફીર નહી આવે એ દીન મગર
હુશીયાર હો અય હીંદુ મુસલમાન બે ખબર
દેખ લો નુરે દીદાર હે યહીં
મુવે પીછુ કુછ પાવે નહીં.

**દુનીયામાં દરેક ધર્મવાલા એમ કહે છે કે સાચો ધર્મ હમારો છે. પણ ખુદાના જેને દીદાર થયા છે એ એમ કહેતા નથી.**

કાયમદીન, હોના ફના ફકીર, સબસેં બુજરૂગ કામ
ઇસમેં ખુદપણા લાના સો હય મજલ હરામ.
કાયમદીન, સબ ખલક આપ આપકુ ખુબ બખાને,
ખુદ પણેમેં ગરક હય હકકુ નહી પીછાને.
કાયમદીન, જબલગ ખુદી હે તબલગ હે જુદા,
ખુદપણે સેં ગુજર ગયા, તબ પ્રગટા નુર ખુદા.
કાયમદીન, પડદા હે દુનીયા સો દુઃખ સહી
આપ આપકી ખેંચ કરે, હક દેખે કી ખબર નહી.
કાયમદીન, ખલક બેહાત રંગ કરે, આપ આપ હદ જાય,
સુરીજન કુ પાવે નહી ઓર દાવા સુહાગન કા લાયે.
કાયમદીન, બેદ પુસ્તક પઢે ઓર મદામસ્ત રહે
અનહદ, બેહદ બુજે નહી, વૌર દાવા સુહાગન લે.
કાયમદીન, બ્રાહમણ શ્લોક પઢે ઓર પુંજે દેવલ દેહરાં,
દુજે ધરમ સબ જુઠે હય, સાચા ધરમ હમારાં.
કાયમદીન, જતી કિયા ધર્મ પાલે, અપવાસ કરે દેહી જાય સારા

---

¹ ખોદાની એકતા

દુજે ધર્મ સબ જુઠ હય, સાચા ધર્મ હમારા.
કાયમદીન, સન્યાસી તપ કરે, કહે છોડા હમ સંસારા,
દુજે ધર્મ સબ જુઠ હય, સાચા ધર્મ હમારા.
કાયમદીન મેસરી ન્હાય, ઓર પુજે ઠાકોરદવારા
દુજે ધર્મ સબ જુઠ હય, સાચા ધર્મ હમારા.
કાયમદીન, મતીએ આઠીયે, વાંચે ગીનાન અવતારા
દુજે ધર્મ સબ જુઠ હય, સાચા ધર્મ હમારા.
કાયમદીન, કાનફટે જોગ કરે, દમ ચડાવે દસમે દુવારા,
દુજે ધર્મ સબ જુઠ હય, સાચા ધર્મ હમારા.
કાયમદીન પારસી આગ પુજે. ભુલે રસુલ કીરતારા,
દુજે ધર્મ સબ જુઠ હય, સાચા ધર્મ હમારા.
કાયમદીન, બેરાગી ભીતર અગંમ ચીને નહી, તુલસી તીલક કરે બહારા,
દુજે ધરમ સબ જુઠ હય સાચા ધર્મ હમારા.
કાયમદીન, મુલાં કાજી રાહે વહેદત નહીં પાવે,
દીદાર નુર હાજર હય વાયદા દુર બતાવે.
કાયમદીન, આપકે ધર્મકુ સબ કોઇ લગે બખાને,
અનહદ ભેદ દીદારકા, તાકુ કોઇ ન જાને.
કાયમદીન, ધરમ સો હદ હે, અનહદ ફના ફીલ્લાહ,
અરસ પરસ દો એક હુવે તબ કોન કહે અલ્લાહ.
કાયમદીન. હદ તીરથ જયારત જાય, બેહદ ઘટમાં બંદગી કરે,
અનહદ એકજ હો રહે, સો કીસકા ધ્યાન ધરે.
કાયમદીન, હદ મીસાલ ખબોચીયા, બેહદ નદી સોઇ,
અનહદ મીસાલ દરીયા હય, કબુ ગંદા ન હોઈ.
કાયમદીન, હદ ધરમ છોડ કે, બેહદ સુરત ચલાવે,
અનહદ નુર દરીયાવમેં. આપ ઢુંઢા ન પાવે.
કાયમદીન, પીયુ પીયુ કહે સબ બીસરાય,
જો બોલે યહા ઘટમેં સો ઘટ પ્રકાશ દેખાય
કાયમદીન બીન મેદાન મેદાન હે, બીન તેજ તેજ અપાર,
વહાં કાયમદીન મગન હે, જહાં દરશન નુર દીદાર.

## આ દુનીઆમાં ખુદાના દર્શન થઇ શકે છે.

કાયમદીન, દરસન યહાં હે મુવે પીછે કછુ નહી
મુરશદ કી સોબત પકડ ખોલ દેખાવે સાંઇ

---

કાયમદીન, જીસકુ દીદાર હય ઉનકું કયા અરબ વૌર હીંદ
જીનકુ યાંહાં પાયા નહી વો વ્હાંભી હોવે અંધ
કાયમદીન, લખ કરોડ સુખ હે સબ દીદારસેં હેઠ
બ્હેસ્ત જીનત પાનેસે નહી ભરાવે પેટ
કાયમદીન, આશક મસ્ત હે દેખ દીદારે લાલ
મુલ્લાં વાયદા દુર બતાવે હમ દેખેંગે કાલ
કાયમદીન, દીદાર આજ હે, દેખે કોઇ અલમસ્ત
મુલ્લાં લોકકુ દુર બતાવે, દેખેગેં રોજ કયામત.
કાયમદીન, વો સદા યહાંજ હે દેખ લે દીદાર અબ
અબી ન પાવે દીદાર કુ, સો ફીર દેખેગા કબ.

---

કાયમદીન, જો હય સો અબી હય આગે કછું ન જાની
મુવો પીછું કા વાયદા જયસા ઝાંઝવે કા પાણી

---

## સાચા પીર અને ધુતારા વચ્ચે તફાવત. મુરીદનો અર્થ.

મુલ્લાં સમજાવે વો શરીઅત, પીર સમજાવે તરીકત, હકીકત
મારેફત જાન
સબ સમજાવે વો પીર સમજાવે, તબ પીર કાયકા પીછાન.
કાયમદીન પીર તો ઉસે કહીયે જો ભીતર અગંમ બતાય
પ્રીત દેહીસેં કરાવે સુન સુખ સાહેબ લાવે.
કાયમદીન ઉસકુ પીર કહીયે, દુજા ધુતારા જાન
પેટકે વાસ્ને દુનીઆકુ ભુલી પાડે જાન.
કાયમદીન મુરીદ તો ઉસે કહીયે જો દુવા લેવે જાન
પીરસેં બા હયા અદબ રહેવે માન.
કાયમદીન વીશ્વાસ પકડ કર ખીદમત બજાવે
બાવે ઉસપર હજુર રહેવે, કુરબાન મુરશદ પર હો જાવે.
કાયમદીન ખુદાસેં અધીક કર જાને, સો દરશન પાવે જાન
જો ગુરૂકા કહેના કરે, ગઢ ચઢે, સોહી મુરીદ માન.

છેલ્લી બે લીટીમાં લખ્યું છે કે " કાયમદીન, ખુદાસેં અધીક કર જાને,
સો દરશન પાવે જાન."

ખુદાના કરતાં ગુરૂને અધીક સમજે એનો અર્થ એ છે કે જેમ માણુસ ખુદાનો હુકમ બજાવવામાં ગફલતી કરે છે તેમ પીરના હુકમમાં ગફલતી કરે નહીં. દરેક માણુસ જાણે છે કે ખુદા બધે હાજર નાઝર અથવા સર્વ વ્યાપક છે, છતાં માણુસ તે વાત ભુલી જાય છે. એક સીપાઇ અથવા કોઈ બી બીજો માણુસ જોતો હોય તો એક માણુસ ચોરી કરતો અથવા કાંઈ બી બીજુ ખરાબ કામ કરતો અટકે છે પણ જો તે એકલોજ હોય તો કોઇ માણુસ જોતું નથી કરી તે ખરાબ કામ કરતાં અટકતો નથી. એટલે કે ખુદાનો હુકમ તોડે છે. આ લીટીઓની મતલબ એ છે જે માણુસ પીર અથવા ગુરૂ કરે તો તેનો હુકમ બરાબર માનવો. જેવી તરેહ ખુદા બધે હાજર છે, જુવે છે એટલું કબુલ કર્યા પછી ખુદા જોતો નથી હોય તેમ તેનો હુકમ તોડી પાપ કરે છે તેવી રીતે કરવું નહી. ગુરૂ જે હુકમ કરે તે હુકમ ઉપર પુરી રીતે અમલ કરે તોજ ખુદાના દર્શન થાય.

---

## પાંચે ઇદ્રીઓને વશ કરવાની જરૂર.

મુસલમાન દોડા મકે જાવે, હીંદુ ભુલા તીરથ ન્હાવે
જીયારત તીરથ કર મનમેં ફુલે, સીધા મારગ દોનો ભુલે
મેલ મુતરકી જે કાયા નાપાક, વો ન હોય નાહે ધોયે સેં પાક
ભીતરસે જો ચરકે લાગે, પેટપર રોટી બાંધે ભુખ ન ભાગે
અંદરસે જો મન હય નાપાક, સો તીરથ ઝયારતસેં ન હો પાક
અહંકાર, ક્રોધ, વ્હેમ સબ મનસે ખોવે, તબ દીલ તેરા ઉજલા હોવે
ચોર કાયાકે સબ વસ કર, ઘટ નગરકા જાવે ડર
પીયું મીલનકા માર્ગ દેવું બતાઇ, ખોલ ખોલ કીતના કહું સમજાઇ
પાંચ ચોર કુ વશ કરે, તો કાયા નગરમેં દુહાઇ ફરે
ચેતન કોટવાલ કુ દો રજા, ઓર પાંચકુ દેવે સજા.
કોટવાલ કે ડરસે ચોર ચોરી છોડ દે, કસબ સાહુકારી પણેકા લે
અવલ, આંખ દેખતી હે જુદાઇ કર, સો બી દેખે એકી નજર
દુસરા, મુખ ચોર એક કુ જણુન કહે એકકુ કહે ખાસ,
ચેતન કોટવાલ કે ડરસે વો બી ચલે એક રાસ
તીસરી નાક ચોર જો બાસના ખુબ લેવે ઓર જબુનકુ દુર કરે
ચેતન કોટવાલ કે ડરસે બુંડી બાસકી શક ન ધરે.

ચોથે કાન ચોરકુ ગીબત રસકી બાતાં બ્હોત ભાવે
ચેતન કોટવાલકે ડરસે સાહેબસુ ધ્યાન લગાવે
પાંચમા મન ચોર હીરસ હવાપર દોડે બ્હોત દોડ
ચેતન કોટવાલકે ડરસે બેઠ રહે એક ઠોર
પાંચુકી રખો સીધી મત—સાંઇ હોવે ઘટ પ્રગટ
આંખસેં દેખો, સુનો, બજાયે લેઓ બાસ—એ પાંચુકુ ખેંચ લે એક રાસ
જો ચેતન કોટવાલકી ચોકી ઘટમેં કુરે—કભી ચોરકા આશરા નહી કે ચોરી કરે
જ્યારત જાત્રા છોડ દે સબ—ઇસી રહેણી ચલ તું અબ
કાયા પાક પવીત્ર હોય—પરગંટ પીઉજી ઘટમેં જોય
આપા દુર કરે, મન વશ લાવે—તો ચરણુ તુ પીયુકા પાવે
જો ઇસ માર્ગકા મરમ ન પાયા—ઉસને અથડ અથડ કર જનમ ગુમાયા
જ્યારત, જાત્રા જબ છોડ દીતી—શાહ કાયમદીન દીલકી પુજા લીતી.

---

## ખુદીપણું ખોવાની જરૂર.

દીલકી પુજા કરી ન જાવે ફીરે ભમતે મકકે જાવે.
મકકે ગયેસે પીયુંજી મીલે તો ઘર છોડકે સબી ચલે
મહેનત બીના કોઇ ભાડા દેવે, તો ઘરઘર બેઠે સબ કોઇ લેવે
ભભુત ચડાએસેં પીયુજી પાવે તો ફીર સારે ભભુત ચઢાવે
ભગવા પહેને સાંઇ જો પાવે તો કપડે સબ ભગવે રંગાવે
ઝુબા પહેનેસેં દીદાર હોવે તો રાંડી ખુધી સબ કોઈ જોવે
માલા ફીराએ સેં જો પીયુજી જોવે, તો માલી સારે અવલીયા હોવે.
નાહે ધોયેસે દરશન હોવે તો મેડક મછલી સબ કોઈ જોવે
દુઇ ઓર ખુદીપણેકુ જો ખોવે, દર્શન શાહકા તબ વોહે જોવે
જો ઓર ખુદી ઇસ તરેહ ખોવે સો ગગન મંડલમે દર્શન જોવે
મુરશદ કામીલ બડે મહેરબાના, શાહ કાયમદીન ચીસ્તી પીયુ પીછાના

---

## વલીઓ મરતા નથી.

(ઈન ઓલીયા અલ્લાહે લા યમૂતૂન.)

વલીયોકુ સો મોહોત નહી હે મગર, વો દાયમ કાયમ સદા હે અમર
દુનીયાં કે દેખનકુ પરદે હોતે હે માન, મહોત કે ચુંગલસે છુટે હે જાન

જીવતે વો મુવે હે જાન મીલે, હે બીચનુર રહેમાન
અપસકુ ફના કીયા સોહી મુવે, હયાતી બકા લેકે જીતે હુવે
વહેમ ગેરસે મુહફેર રજુ હુવા તરફ અલ્લાહ, સો હે આશક
એ'ન વલી અલ્લાહ
ઇસમેં જાત ભાતકા કામ નહી હે જાન, ખુદી ખો એ ખુદ
હોવે સોહી વલી પીછાન

---

## ભજનો.

બાવા કાયમુદ્દીન સાહેબ ઘણાં ભજન લખી ગયા છે જેમાંથી જ નીચે છાપ્યાં છે:—

### રાગ ધનાસરી.

મેં તો જોયું છે અનહદ નુર શું કરૂં હદ ને રે......ટેક
એક અગંમ કે બાગમેંરે, અજબ તેજ ગુલઝાર
તે તો મારી નેણે મેં પ્રગટ દીઠુ, દરશન નુર દીદાર. શું કરૂં
ઝરમર ઝરમર નુર બરસે રે, વાંહી હે સુરત કા બાસ
મનકુ હમારૂં મગન ભયું છે, મટી ગઈ તૃષ્ણા ને આશ. શું કરૂં
મહા સુનકે મેહેલમેં મેદાન ચીના, જયાં ઝલકે નુર નીશાન
નુર તુંરનો પાર નહી, તહાંરે નીરંતર ધ્યાન શુ' કરૂં
કાયમદીન ચિસ્તી સોઈ ઘર ચીના, જયાં નહી પાપ ઔર પુન
અરસપરસ એ એક રંગ થયા ત્યારે કોણ કરે રે ભજન શું કરૂં

---

### રાગ—વસંત

તપ કરના સો હેગા મજુરા, જબ લગ ચાકરી તબ લગ હજુરા—ટેક.
તપકે જોરસેં કરામત ચલે, પરાયે દીલોકી બાતાં ખોલે
યું કીયેસેં'ન પીયુજી મીલે.... ... તપ કરના
બાજીગર કંકરેકા રૂપીયા બનાવે, નજુમી ગેબકી બાતાં સુનાવે,
કરાંમત ચલાયે ન સુરીજન પાવે ... ... તપ કરના
વ્હેમ દુઈ સબ દીલસેં ખોવે, આપકુ જાન અંજાન જો હોવે
તબ સુંન સીખર ચઢ દીદાર જોવે ... ... તપ કરના

કાયમદીન કહે પ્રેમ દોર લગાવો, ખુદી પરદા દુર ખીસાવો
બીન જોગ જાગ પીયુજી પાવો. ... ... તપ કરના

---

## રાગ ભૈરવ પ્રભાત.

કહા હદીસમેં જો રે નબીને, ઉસ માફેક તુમ ચાલોરે
"મુતુ કબ્લ અન્ત મુતું." વચન ઉનુકા પાલોરે—ટેક
જુબ્બા પહેને, ટોપી ઓઢે, ભેસ ખલકકુ દેખાવે રે,
ક્રાલ ક્રોધકુ મારે નહી ને, બડે આલમ કહેલાવે રે કહા હદીસમાં.
લોકો કે દેખત તસબી ફીરાવે, ઓર ફેકીયત મેં તો પુરેરે
હસદ બુગઝ તો બહોતજ રાખે, બાતું કે હે સુરે રે કહા હદીસમા.
પંજા ઉનકા મત તુમ પકડો, ઓર હદીસ માફીક ચાલોરે,
કાલ, બડાઇ અને ગુસ્સા મારો, લેહ લાલન સુ લગાવોરે. કહા હદીસમાં
શાહ કાયમદીન ચિશ્તી શરીયતમાં રહેતે, ઓર હદીસ માફીક બેલેરે
લોકો યુંહી બડાઇ કર કર, કંથા ગીબત બોલેરે કહા હદીસમાં.

---

## રાગ આસાવરી.

સાહેબ તેરા મીલના હે કછું ન્યારા, લોક ભુલા ફીરે યુંહી સારા—ટેક.
જોગી જોગી કર કર ભુલે, અને બહોત તપ કમાયા રે
ઉંધે મસ્તક બહોતી લટકે, તોબી પીયુ ના પાયા સાહેબ૦
પંડીત વેદ પઢ પઢ ભુલે, ઓર હવન હોમ જલાયા રે
હર હર કરતાં ગયા જનમારા, તોબી હરી નહીં પાયા સાહેબ૦
મુલાં કાજી પડ પડ ભુલે, કાલ ક્રોધ ન મીટાયા રે,
તસબી ફીરા ફીરા ઉંગલીયા ધસ ગઇ, તોબી પીયુ નહીં પાયા. સાહેબ૦
શાહ કાયમદીન ચિશ્તી કહે સુનો ભાઇ આની,
મન પવન વસ લાવે રે.
સુરત નુરત લે અગંમ ચઢાવે તો દરશન શાહકા પાવે. સાહેબ૦

---

## રાગ આસાવરી.

તપસી કયા લેકર બેઠા હે ભામા, મેરે સાહેબ સું હે કામા—ટેક
હરણુ રોજ સદા જંગલ સેવે વાગોળ ઉંધી લટકાવે રે,
ધસ જોગમેં જો સાચ હોવે તો, ઉનકુ સાંઇ ન પાવે. તપસી૦

ખોજે ખસ્સી તો કછોટ બંધ રહેવે મછકછ જલમેં નહાવે રે,
બાલક બચ્ચા દુધ પીકે રહેવે, તો ઉનકુ સાંઇ ન પાવે. તપસી૦
ગાયાં ભેંસા તો મુંખસેં ન બોલે, કોઈ શબ્દ ન સુનાવે રે,
ચકલણુ તો નેનાં બંધ રાખે, તો ઉનકુ સાંઈ ન પાવ. તપસી૦
કુંઝણીયાં તુંહી તુંહી પુકારે, ઓર કબુતર ગુંજ ચઢાવે રે,
સાંઢે કી એલ ઓઝલમેં રહેવે, તો ઉનકુ સાંઇ ન પાવે. તપસી૦
શાહ કાયમદીન ચિસ્તી કહે સુનો ભાઇ આની, જોગ જાગે ન પીયુ પાવે રે,
જીવત મરતક જો હો રહેવે, તો એકા એક હો જાવે. તપસી૦

---

## રાગ આસાવરી.

હમ અલમસ્ત ફકીર સાંઇ કે, નહી કોઇ હદ કે સગેરે—ટેક
હીંદુ કે બી હમ તો નાહી, નહી મુસલમાના રે
સુનમાં નુરી સાહેબ ન્યારા, તાસેં હમારા ધ્યાના રે હમ અલ.
ન રૂપ કીજીયે રાફ્ઝીકેરી, ન કીજીયે તરફ સુન્ની
સુન સીખરપર રણુકારા, તાંહી હમારી ધુની હમ અલ.
જોગી નહી ને જતી નહી, નહી ગ્રહસ્થ સંસારી
ભીતર ધરકે કીગરે ઝલકે, તા પર સુરત હમારી. હમ અલ.
બ્રાહમણ નહી સરવણ નહી નહી મુંની તપસી
ભીતર ન્યારી બાજી ખેલે; પાક નુરી રબસેં હમ અલ.
મીરબી નહી ને પીરબી નહી, નહી અતીત બેરાગી
સબસેં ન્યારા અલેક નીરંજન તસેં ધુની લાગી. હમ અલ.
પંડીત નાહી, મહંત નાહી, નાહી મુલ્લા કાજી
બીતર નુરી બાજા બાજે, સોહી રંગસે રાજી હમ અલ.
તસબી ન પડે ન માલા જપે, ન વાંચે બેદ પુરાના,
પાક પરવર દેગાર સેતી; લાગીરે સુરત ધ્યાના. હમ અલ.
ન દાવત પઢે, ન અઝમત ચલાવે, ન રાખે પરછા પુજા
આપસ ભુલ હક કુ પાયા માંણે દીદાર મોજા હમ અલ.
ન તીરથ જાવે ન જાતરા જાવે, ન જાવે મેલે ઠેલે,
ભીતર દાયંમ સફર જો કરીયે; હકકી તરફ અકેલે. હમ અલ.
ખુદી હે જહાં ખુદા નહી, નહી ખુદી જહાં સાંઇ.
સતગુરૂ સાહેબે મેહેર જો કીતી, દીયા અલેક બતાઈ. હમ અલ.
શાહ કાયમદીન ચિસ્તી પ્રેમ પાંખસેં, સુરત ગગન ઉડાઇ,
અધર ચઢ અલેક કુ દેખા, થાનક અસલી પાઇ. હમ અલ.

# પ્રકરણ ૩ જું



## મહાન ચિશ્તી પીરો અને તેમનો આ ગાદી સાથે નિકટનો સંબંધ.

હિંદુસ્થાનમાં ચિશ્તી સંપ્રદાયના મૂળ પુરૂષ, અથવા સ્થાપક અજમેરવાળા પીર ખાજા મુઇનુદ્દીન સાહેબ છે. તેઓ આજથી સાતસો વરસ પહેલાં હઝરત મહમદ પેગમ્બર સ—ની બસારતથી "હીંદલ-વલી"નો ખીતાબ મેળવી હીંદુસ્તાનમાં પધાર્યા અને ઇસ્લામનો પાયો તેમણે નાંખ્યો. આ બાબત વીશે લખતાં મી૦ ટી૦ ડબલ્યુ૦ આરનલ્ડ, "ધ પ્રીચીંગ ઓફ ઇસ્લામ" નામની બુકમાં જણાવે છે કે "ઇરાનની પુર્વે સજીસ્તાન કરી ગામ છે. ત્યાંના રહીશ ખાજાસાહેબ હતા, અને જ્યારે મદીના મુનવ્વરાની ઝીયારત કરવા તેઓ ગયા હતા ત્યારે સ્વપ્નામાં પેગમ્બર સલ્અમ તેમને દેખાયા અને તેમને કહ્યું "ખુદાએ તમને હિંદુસ્તાનની વીલાયત સોંપી છે. ત્યાં જઈ અજમેરમાં મુકામ કરો. ખોદાની મદદથી અને તમારી અને તમારા મદદનીશોની પાકીજગીથી ઇસ્લામનો ઝંડો ત્યાં બુલંદ થશે." એ ઉપરથી એઓ હીંદુસ્તાન પધાર્યા હતા. અને ટુંક વખતમાં એમની કીર્તી એટલી બધી ફેલાઇ ગઇ હતી કે અજમેર જતાં ફક્ત દીલ્હીમાં સાતસો માણસો તેમના શિષ્ય થયા.

"હીંદલ—વલી"નો અર્થ હીંદુસ્તાનના પીર થાય છે. એટલે હીંદુસ્તાનના સર્વ વલીઓના એઓ શહેનશાહ ગણાય છે.

તેમની જગાએ દીલ્હીવાળા ખાજા કુતબુદીંન બખ્ત્યાર કાકી થયા જેમને ખ્વાજા સાહેબની તમામ ન્યામત મળી. એમની દરગાહ દીલ્હીમાં છે.

## હઝરત બાવા ફરીદ સાહેબ.

હઝરત ખાજા ફરીદુદ્દીન ચીસ્તી જેઓ બાવા ફરીદને નામે ઓળખાય છે તેમનો જન્મ પંજાબમાં આવેલા કોહાવલ કસ્બામાં ઇ૦ સ૦ ૧૧૭૩ માં થયો હતો. તેઓ બલ્ખના બાદશાહ સુલતાન ઇબ્રાહીમ અદહમની ઓલાદમાં હતા. બાવા ફરીદના પિતાજીનું નામ હઝરત જમાલુદ્દીન

સુલેમાન હતું. હઝરત જમાલુદીન સાહેબના પિતાજીનું નામ હઝરત શોએબ સાહેબ હતું. આ હઝરત શોએબ સાહેબ મોટા વલી હતા અને જ્યારે સુલતાન મેહમુદ ગઝની હીંદુસ્તાન પર સ્વારી લઇ આવ્યા ત્યારે હઝરત શોએબ સાહેબને કાલાવાલા કરી તેમને સાથે લીધા. જ્યારે સુલતાન મહમુંદે તેઓ સાહેબની ખાતરી કરી આપી કે મારે હિંદુસ્થાનમાં ફક્ત ઇસ્લામના ફાયદા સારૂજ ચડાઈ કરવાની છે ત્યારે તેઓ તૈયાર થયા. લડાઇમાં ફ-તેહ મેળવ્યા પછી સુલતાન મહમૂદે પોતાની બહેનને હઝરત શોએબ સાથે પરણાવ્યા અને ઇસ્લામના વડા તરીકે તેમને પંજાબમાં રાખ્યા.

જ્યારે હઝરત શોએબના દીકરા હઝરત જમાલુદીન પંજાબમાં હતા ત્યારે સઇઅદ ફતહુલ્લા નામના એક સઈઅદ પણ સુલતાન મેહમુંદ ગીઝનીની ઇચ્છાથી પંજાબમાં આવ્યા અને ત્યાં ગુજરાત નામના શેહરમાં રહેવા લાગ્યા. આ સઈઅદ ફતહુલ્લા સાહેબ પેગમ્બર સલ્લઅમની પુત્રી બીબી ફાતીમાની ઓલાદમાં હતા તેમને એક સઇઅદ અબદુલ્લા કરી દીકરો હતો. આ સઇઅદ અબદુલાને બીબી મરીયમ ખાતુન નામની પુત્રી હતી.

આ બીબી મરીયમના લગન હઝરત જમાલુદ્દીન સાહેબ સાથે થયાં અને તેમનાથી હઝરત બાવા ફરીદ સાહેબ પેદા થયા.

બાવા ફરીદ સાહેબનું મન બચપણથી બ્રહ્મજ્ઞાન તરફ દોરવાયલુ હતું. તેમણે ત્રીશ વરસ સુધી તો મોઢે અન્ન અડકવા દીધું નહોતું. એમના પીર હઝરત કુતબુદ્દીન બખત્યાર કાકી હતા. અને જ્યારે તેઓ આ દુન્યાથી ઉઠી ગયા ત્યારે પોતાની તેમજ ખાજા હીંદવીવલીની બન્નેની ન્યામત એમને આપી ગયા હતા. જેથી બાવાફરીદ સાહેબ રૂહાની તાકતના એક અદભુત ભંડાર જેવા થઇ ગયા હતા.

પ્રથમ બાવા ફરીદ સાહેબના લગન મહાન હઝરત પેગમ્બર સલઅમના પહેલા ખલીફા હઝરત અબુબકર સાદીકની વંશના એક મહુમદ અજીમશાહમીઆં સીંધવાળાની પુત્રી બીબી મુજીબુન્નીસાં સાથે થયાં હતાં. તેમનાથી પ્રથમ બીબી ખદીજા બેગમ ઉરફે શરફુન્નીસા પેદા થયા હતાં. એ સીવાય બીજાં પણ બચ્ચાં થયાં હતા પણ તે જીવ્યાં નહીં.

બીજાં લગન હઝરત પીરાન પીર સાહેબની ઓલાદની એક સઇયદ નીસાર અલીની પુત્રી બીબી ઉમ્મ કુલસુમ સાથે થયાં હતાં. તેમને ઓલાદ થઇ હતી પણ જીવવા પામી નહીં.

બાવા ફરીદ સાહેબનું ત્રીજું લગ્ન દીલ્હીના બાદશાહ સુલતાન શમશુદીન અલ્તમશના પુત્ર સુલતાન્ આસુદીનની પુત્રી હુંસાથે થયાં હતાં. બાવા ફરીદ સાહેબ શાહી ખાનદાનના હતા અને વળી સજય વૈભવને તુચ્છ ગણી ખુદાની બંદગીમાં નિમગ્ન રહી મહાત્માની પદવીએ પહોંચ્યા હતા તેથી દીલ્હીના બાદશાહે આ લગ્ન કરી આપ્યાં હતાં.

એ હઝરત બાવા ફરીદ સાહેબ પીર કાયમુદીન સાહેબના મોટા દાદા હતા. એટલે કે ધાર્મીક સીલસીલાથી પીર કાયમુદીન સાહેબ હીંદલ વલી સાથે જોડાયલા છે અને લોહીના સંબંધથી હઝરત પેગમબર સલ્અમ તથા બલખ બુખારાના તથા દીલ્હીના સુલતાનો સાથે જોડાયલા છે.

## હઝરત અલા એહમદ સાબીર સાહેબ ચીશ્તી.

હઝરત બાવા ફરીદ સાહેબના બહેન બીબી હાજરા બેગમના લગ્ન હઝરત પીરાન પીર સાહેબના પુત્ર હઝરત અબ્દુલ રહીમ સાથે થયાં હતાં. આ બીબી હાજરા બેગમને પેટે હીજરી સને ૫૯૨ માં એક દીકરો થયો હતો જેમનુ નામ હઝરત અલી એહમદ સાબીર પાડવામાં આવ્યુ હતું. જયારે અલીએહમદ સાબીર પાંચ વરસના થયા ત્યારે તેમના પિતા ગુજરી ગયા જેથી તેમના માતુશ્રી તેમને લઇ પોતાના ભાઇ બાવા ફરીદ સાહેબને ત્યાં આવ્યાં અને તેમને પોતાના ભાઇને હવાલે કરી પોતે બગદાદ ગયાં. હઝરત સાબીર સાહેબ પોતાના મામાને ત્યાં લંગરખાનાનું કામ કરવા લાગ્યાં. પોતાના મામા સાથે રહેવાથી તેમનું મન પણ માયાથી મુંકત થઇ બ્રહ્મજ્ઞાન તરફ ખેચાવા લાગ્યું તેથી તેઓ પોતાના મામાનાજ મુરીદ શિષ્ય થયા તેઓ આખો દીવસ બારણા બંધ કરી માશીકની યાદમાં મશગુલ રહેતા. તેમના લગ્ન બાવા ફરીદ સાહેબના પુત્રી બીબી ખદીજા બેગમ ઉરફે શરકુન્નીસાં સાથે થયાં હતાં પણ એ બાઇ વધારે જીવવા પામ્યા નહોતાં.

હઝરત સાબીર સાહેબની દરગાહ પંજાબના સહરાનપુર જીલ્લામાં પીરાનં કલીયર કરી ગામમા છે. સાબિરીઆ તરીકો આ પીર સાહેબથી નીકળેલો છે, એટલે એ તરીકાવાળાના મુખ્ય પીર બાવા ફરીદ સાહેબજ ગણાય છે.

## હઝરત ખાજા નીજામુદીન અઊલીઆ ચિસ્તી

હઝરત ખાજા નીજામુદીન અઉલીઆ જેમની દરગાહ દીલ્હીમાં છે તેઓ પણ હઝરત બાવા ફરીદ સાહેબનાં ખલીફા તથા મુરીદ હતા.

એમનો જન્મ બદાયુન શહેરમાં ઈ. સ. ૧૨૩૬ માં થયો હતો. એઓ પોતાના સમયમાં એવા ભારી મહાત્મા ગણાતા હતા કે મોટા મોટા બાદશાહો પણ તેમના દર્શન માટે જતા હતા. અને અમીર ખુસરો જે તે વખતના મહાન કવી હતા તે પણ તેઓના શિષ્ય હતા. નિઝામીઆ તરીકો આ બુઝુર્ગ તરફથી નીકળેલો છે અને તે સિલસિલાના વડા પીર હઝરત બાવા ફરીદ સાહેબજ ગણાય છે. એટલે સાબિરિઆ અને નિઝામીઆ બંને સિલસિલાના મશાયખોના મુખ્ય પીર હઝરત બાવા ફરીદ સાહેબ છે. એટલે ગુજરાતમાં આ ગાદી એ બંને સિલસિલાના મુખ્ય પીરની ઓલાદની ગણાય છે અને બધા તેને તેજ પ્રમાણે માન આપે છે.

## હઝરત બદરૂદ્દીન સુલેમાની ચિશ્તી.

એઓ હઝરત બાવા ફરીદ સાહેબના પુત્ર હતા, અને હઝરત અલી અહમદ સાબીર સાહેબના શિષ્ય હતા. એમને ચિસ્તી અને કાદરી, બન્ને ખાનદાનની ન્યામત મળી હતી.

## હઝરત પીર સલીમ સાહેબ ચિશ્તી.

મોગલ શેહનશાહ અકબરનું વય ૩૦ વરસનું થયું ત્યાં સુધી તેમને ઓલાદ નહોતી જેથી એમણે હીંદલ વલીની દરગાહ પર પોતાની બેગમો સાથે આગ્રાથી પગે ચાલીને જવાની માનત લીધી હતી. આગ્રાથી અજમેર ૩૫૦ માઇલ થાય છે, અને પાદશાહ જનાના સાથે દરરોજ ૭ માઇલ મુસાફરી કરતા. આવી તરેહ બહુ ઠાઠમાઠથી અઢી ત્રણ માસે સ્વારી અજમેર જઈ પુગી. અકબરને ત્યાં રાતના સ્વપ્નામાં હીંદલ વલીએ મુલાકાત આપી કહ્યું કે આગ્રાથી ૩૦ માઇલિ દુર ફત્તેહપુર સીક્રી નામનું ગામ છે તેની પડોશમાં એક ડુંગર છે જ્યાં ૮૬ વરસની ઉમરના એક પીર રહે છે તેમની પાસે જાવ. તેઓ તમારી ઇચ્છા પુરી કરશે.

જે ઉપરથી અકબર બાદશાહ ત્યાં આવ્યા અને તેમના મુરીદ થયાં. આ બુઝુર્ગ પીરનું નામ હઝરત પીર સલીમ સાહેબ ચિશ્તી હતું. આ પીરે અકબરને આશીર્વાદ આપ્યા અને અકબરને પેટે પુત્ર અવતર્યો જેનું નામ શાહજાદા સલીમ રાખ્યું. જ્યારે શાહજાદો સલીમ ગાદીએ આવ્યો ત્યારે નામ જહાંગીર ધારણ કર્યું.

બાદશાહ અકબરે એક મસજીદ હઝરત શેખ સલીમ ચિસ્તીના માનમાં બાંધી હતી, જે હજુ પણ જોવા લાયક છે. આ મસજીદની મધ્યમાં ૧૦૮ વરસની વયે પડદે થયલા શેખ સલીમ ચીસ્તીની દરગાહ છે. તે આરસના પથ્થરની બાંધેલી છે. દરગાહના થાંભલા પર અને છત્રી

ઉપર મોતીની છીપોનું કામ છે, જેવું દુનીયામાં બીજે કોઈ પણ ઠેકાણે નથી. આ પીર સાહેબ પણ બાવા ફરીદની ઓલાદના હતા, એટલે દીલ્હીના બાદશાહો પણ આ ખાનદાનનાજ મુરીદ હતા.

એકલબારાવાળા બાવા કાયમુદ્દીન સાહેબની હકીકત જોતાં સિધ્ધ થાય છે કે તેઓ પણ એવાજ મોટા મહાત્મા હતા. અને ગુજરાતનું સુભાગ્ય કે એકલબારાના ઠાકોર સાહેબે તેમના ગામમાં પાછા પધારવા એમની પાસે કોલ લીધો. એમનાથી આખી ગુજરાતજ નહીં પણ આખા મુંબાઈ ઇલાકાને બેહદ ફાયદો થએલો છે. રૂહાની તાલીમનું તેમણે આ દેશમાં ઘણુંજ સારૂં ધોરણ બાંધેલું છે, જેથી તેમની ગાદી ઉપર બીરાજતા હાલના પીર મોટામીયાં સાહેબ ગમે તે સિલસિલામાં મુરીદ કરી શકે છે અને ખિલાફત આપી શકે છે.

## ચીશ્તી ગાદી સાથે મેહદવી ફીરકાનો સંબંધ.

હીંદુસ્તાનમાં મેહદવી ફીરકાના લોકો છે તેમનામાં સઇયદ મોહમદ જોનપુરી સાહેબ મોટા પેશવા ગણાય છે. આ સઈયદ મોહમદ સાહેબ ચીશ્તી ખાનદાનના ખલીફા હતા એમ મહેદવી ફીરકાના લોકોની કીતાબોથી માલમ પડે છે. અને એજ હકીકત પાલણપોરની તવારીખમાં પણ છે. એ ઉપરથી એમ સાબિત થાય છે કે પાલણપુર, ડભોઇ, ભરૂચ, સુરત, ચાંપાનેર, હૈદરાબાદ વીગેરે ઠેકાણે આ ફીરકાના જે લોક છે તે બધા ચિશ્તીયા ખાનદાનનાજ મુરીદો છે.

## ચીશ્તી ગાદી સાથે મુમન કોમનો સંબંધ.

મુમન કોમના ખાસ પેશવા પીર મશાયખ સાહેબ ચીશ્તી છે. તેમનો જનમ હિ૦ સ૦ ૧૦૬૦માં ગુજરાતમાં કડી પાસેના છત્રાલ ગામે થયો હતો. કડીમાં તેઓ ઘણા વરસ રહી ચિશ્તીઆ ખાનદાનમાં હઝરત બાવા ફકીર શકરગંજ ચિશ્તી સાહેબના વંશના એક પીર તાજુદ્દીન સાહેબ ચીશ્તીના મુરીદ તથા ખલીફા થયા હતા. તેઓ સુન્ની મજહબ પાળતા હતા, અને પોતે પણ ચિશ્તીઆ ખાનદાનમાં લોકોને મુરીદ કરતા હતા. મુમન લોકો પાસેની કીતાબોમાંથી આ હકીકત માલમ પડે છે. પીર મશાયખ સાહેબનો રોજો અમદાવાદમાં આસ્ટોડીયા દરવાજાની બહાર આવેલો છે. પીર મશાયખ સાહેબના નાના ભાઈ બાલા પીર સાહેબનો તથા તેમના પીતા ફાજલ શાહ સાહેબનો રોજો કડીમાં છે.

# પ્રકરણ ૪ થું.

## પીર કાયમદીન સાહેબની ગાદી અને હાલના સજ્જાદા નશીન.

## તેમને વિશે લોકમત.

એમની પછી એમના ભત્રીજા, માંગરોલની ગાદીના મૂળ સ્થાપક, પહેલા પીર મોટા મીયાં સાહેબને એમની ન્યામત મળી અને તેવોએ પોતાનો મુકામ વડોદરા તાબે નવસારી પ્રાંતના માંગરોલ ગામે કર્યો. ત્યાર પછીથી આ ગાદીના સજ્જાદા નશીન (ગાદીએ આવનારા) માંગરોલના સજ્જાદાનશીનો કહેવાય છે. હાલમાં ગાદીપતીનું નામ પીર મોટામીયા સાહેબ છે, જેમણે બી૦ એ૦ ના કલાસ સુધી અભ્યાસ કરેલો છે, અને ઉરદુ, ગુજરાતી, ફારસી અને અરબીમાં ઘણી કાબેલીયત મેળવેલી છે. તેવોએ ઘણી ચોપડીઓ લખેલી છે જેમાં "રસુલે અરબી" શીખેલા તેમજ વગર શીખેલામાં બહુ પંકાઇ ગઇ છે. એવો સાહેબે વદોડરા અને સચીન સ્ટેટમાં સારા હોદ્દાઓ ભોગવ્યા છે. ગાદીએ આવ્યા ત્યારે એવો સચીન સ્ટેટના નાયબ દીવાન હતા. પણ ગાદીના મુરીદોની સેવા કરવા, તેમણે એ ઓધ્ધો અને રાજ વૈભવ તજી ફકીરી લીધી છે. એમની મોટામાં મોટી સેવા એ "ઘેર ઘેર ગાય" વાળી યોજના છે. ઘણાક હીંદુ ભાઇઓ એમને "ગાયના પીર" એ નામે ઓળખે છે. કારણ કે ગામે ગામ હરેક કોમના માણસોને સારી જીદંગી ગુજારવા ઉપરાંત બીજો બોધ એ કરેછે કે દરેક ઘરમાં એકેક ગાય પાળવી. એ યોજનાને અંગે આજે એક લાખ ગાય પળાતી થઇ ગઇ છે. જે જે ગામડાઓમાં લોકોની ધ્યાનમાં એમનો એ બોધ બરાબર ઉતર્યો છે ત્યાં ગાયો માટે ઘણી સારી લાગણી પેદા થઇ છે અને તેથી હીંદુ મુસલમાન ભાઇઓમાં એકતા વધી છે. એમની જન સમુહની સેવાની તુલના કરવી બહુજ મુશ્કેલ છે. એટલે ફકત દીલ્હીના જાણીતા બુજુર્ગ મઉલાના ખાજા હસન નીઝામી સાહેબે એક લેખ એમના વિશે થોડા વખત ઉપર "દીન અને દુનીયા" નામના માસિકમાં લખ્યો હતો તેમાંથી એક ફકરો ઉરદુ ઝબાનમાંજ નીચે ટપકાઉં છું:—

" જબતક મયને ઉનકુ દેખા નથા બાત ન કીથી ઇનકે હાલાત કી તફસીલસે વાકફીયત ન રખતા થા. અખબારમેં મઝામીન પઢ કર ઉનકો ઇસ કાબીલ ન જાનતા થા કે મીલનેકી કોશીશ કરતા. મગર તાઝા મુલાકાતને મેરે દીલકો બહોત મસરૂર કીયા કે મુલ્કે ગુજરાત વ સુબેએ બંબાઈ કે ચીસ્તી મશાયખ મેં જયસે ઝમાના શનાસ દુરવેશ કી ઝુરૂરત કો મહસુસ કરતા થા પીર સાહેબ ઉસકે મિસદાક પાયે ગયે.

હીન્દુ અકવામકો ઉનકે સાથ બ્હોત અકીદત હય. વોહ અકસર સફરમેં રહેતે હયેં ઔર રોઝાના સેંકડો હીન્દુ ઉનકે મુરીદ હોતે હયેં.

હીન્દુ ઉનકુ મહાત્મા કહેતે હય ઔર હીંદુઓકી નીચ અકવામ જુક જુક ઉનકી બએઅત કા હલકા (કંઠી) અપની ગરદનમેં ડાલ રહે હય. મુઝેહ ઈન્કા નામ પીર મોટામીયાં અપને ઈલાકે કે લીયે અચ્છા નહી માલુમ હુવા. ગુજરાતમેં બડેકો મોટા કહેતા હૅય. ઇસલીયે વહાં મોટામીયાં કી મઆની બડે મીયાં કે હોતે હૅય. મગર હીંદુસ્તાની ઇલાકે જાતમેં મોટામીયાં ભદ્દા નામ હય ઇસવાસ્તે મેં ઇન્કો જીતા પીર, ઝિન્દા પીર ઓર હાઝિર પીર કહેતા હું."

## પીર સાહેબે ખિલાફ્તની બજાવેલી સેવા.

પીર મોટામીયાં સાહેબે ખિલાફતની સેવા કેવી સારી રીતે બજાવી છે તે સેન્ટ્રલ ખિલાફત કમીટીના સેક્રેટરીએ ખુદ પીર સાહેબ ઉપર ઇ૦ સ૦ ૧૯૨૨ માં લખેલા એક પત્ર ઉપર જણાય છે. તેમાં તેમણે લખ્યું હતું કે "આપ હમેશાં ઇસ્લામની સારી ખિદમત બજાવતા આવ્યા છો. આપની ગાદીને અંગે આપને ઘણું કામ કરવાનું છે છતાં પણ આપ વખત બચાવીને મઝહબ અને દેશની જે ઉમદા સેવા બજાવો છો તે ભુલાય તેવી નથી. ચાર વરસથી આપે "ઘેર ઘેર ગાય" નો સવાલ ઉપાડી તેને માટે હમેશાં મેહનત કરી હિંદુ મુસલિમ ઐક્યતાની જડ ઘણી મજબુત કરી છે તેથી ખિલાફતના કામને ઘણો ટેકો મળ્યો છે. આપની ખિલાફત પ્રત્યેની આ સેવા કાંઇ ઓછી નથી.

આ સવાલ ઘણો અગત્યનો છે, અને તેને આપના જેવા કેળવાએલા, ખંતીલા, વગવાળા, અને ઇસ્લામની ખરી હમદર્દી ધરાવનારા ધર્મ ગુરૂ સારી રીતે પાર પાડી શકે છે, અને આપે તેમાં ઘણી સારી ફતેહ મેળવી છે. હજુ પણ એ દિશામાં આપની કોશીશ જારી છે એટલે આશા છે કે ઘણુંજ સારૂં પરિણામ આવશે. આપ ઇસ્લામની આટલી મદદ કરો છો

એ આપની મોટી નેકી છે." વિગેરે સેન્ટ્રલ ખિલાફત કમીટીના ખુદ સેક્રેટરીએ મુંબઇથી લખેલું છે. જ્યારે ખુદ ખિલાફતના સેક્રેટરી પીર સાહેબે ખિલાફતની ઉમદા સેવા બજાવી છે એવું કબુલ કરે છે તો પછી બીજા વધારે પુરાવાની જરૂરજ ક્યાં રહે છે ? ખિલાફતની ખરી સેવા તો પીર સાહેબેજ વગર પૈસે બજાવી છે બાકી બીજાઓ માટે તો હાલ અનેક તરેહની ભળતી વાતો થઈ રહી છે.

---

## એકલબારાનો ઓરસ.

શાહ પીર કાયમુદ્દીન સાહેબનો ઓરસ કારતક સુદ પુનમને દીવસે પડે છે, ત્યાં બન્ને કોમના હજારો લોકો ઝીયારત કરવા જાય છે. ચઉદશને દીવશે સંદલ ચડે છે. સંદલમાં એકલબારાના ઠાકોર સાહેબ હમેશાં હાજર રહે છે. બન્ને દીવસ રાત અને દહાડો ગાદીને માનનારા ભક્તો ભજનો ગાય છે. આ પીર સાહેબની દરગાહ લાંબો વખત થઇ જવાથી ઘણી જીર્ણ થઇ ગઇ હતી પણ હાલના ગાદીપતિ પીર મોટામીયાં સાહેબે તેને નવેસરથી દુરસ્ત કરાવી છે, ત્યાં એક સારી મસજીદ બંધાવી છે તથા એક ધર્મશાળા પણ તૈયાર કરાવી છે. પાણીની ત્યાં ઘણી તંગી હતી તેથી તેમણે એક મોટો કુવો ચણાવી પાણીની ટાંકી મુકી નળની એવી સારી ગોઠવણ કરી છે કે હીંદુ મુસલમાન કોઇને પણ હરકત પડે નહીં. મદરસાની પણ ત્યાં તજવીજ કરી છે, એટલે પીર મોટામીયાં સાહેબે એ જગાને ખીલવવામાં જરા પણ બાકી રાખ્યું નથી. એ જગા મહી નદીના કાંઠે હોવાથી હવા પણ ઘણીજ સરસ છે. જેનો હજારો લોકો લાભ લે છે.

ગયે સાલના ઓરસની વીગત આપતાં મુંબાઇનું ખીલાફત પત્ર લખે છે કે માંગરોલના પીરજાદાઓના એક મહાન વડીલ પીર શાહ કાયમુદીન બાવા સાહેબ ચિશ્તીનો ઓરસ વડોદરા પ્રાંતના પાદરા તાલુકાના એકલબારા ગામે તા૰ ૨૪–૧૧–૨૩ના રોજ મોટા ઇસલામી દબદબાથી ઉજવાયો હતો. વાએજ, ખત્મે કુરઆન, મોલુદ શરીફ વિગેરેના જલસા ભારે શાનો શૌકતથી થયા હતા. હીંદુ ભાઇઓએ પણ વાએજ તથા મોલુદ શરીફના જલસાઓમાં ભાગ લીધો હતો જેથી હીંદુ મુસલિમ જોડાણમાં વધારો થયલો જણાતો હતો. એકલબારાની ગાદી ઉપર પણ માંગરોલવાળા પીર મોટામીયાં સાહેબ છે જે હીંદુ મુસલિમ જોડાણ માટે જબરી કોશીશ કરે છે. હીંદુ ભાઇઓની જુદી જુદી મંડળીઓ પણ ત્યાં મોટી સંખ્યામાં હાજર થઇ હતી. અને તે સઉ માલિકની ભકતીમાં મશગુલ હતી. પીર મોટામીયાં સાહેબને તેમની નેકીના લીધે તમામ કોમોના લોકો ઘણા પ્રેમ

ભાવથી માને છે તેથી આ ઉરસ પ્રસંગે ત્યાં બારથી પંદર હજાર માણુ-સોનો જમાવ થયો હતો. સુન્ની-હરીજન-સત્સંગ જ્ઞાન પ્રસારક મંડળનો જલસો પણ ના૦ પીર સાહેબના પ્રમુખપણા નીચે થયો હતો જેમાં ના૦ પીર સાહેબે હીંદુ મુસલિમ જોડાણની કેટલી બધી અગત્ય છે તેની ઘણીજ સરસ રીતે સમજણ પાડી હતી. તબલીગ-અશાઅત-જ્ઞાનના ફેલાવવાના કામમાં પીર મોટામીયાં સાહેબને ઘણી સારી માહીતી હોવાથી તેઓ બીજા લોકોને મુસલમાન ભાઇઓ સાથે પ્રેમથી જોડવામાં ઘણા ફતેહમંદ નીવ-ડયા છે એ સઉ કોઇ જાણે છે. એટલે એવા પુરૂષ લોકોને જ્ઞાનનો ખરો બોધ આપી રૂહાની આત્મિક મેદાનમાં આગળ વધારે એમાં નવાઇ જેવું નથી. ના૦ પીર સાહેબને બીજી કોમની ધર્મ સંબંધી એટલી બધી માહીતી છે કે એવા ઘણા થોડાજ નીકળશે હીંદુ ભાઇઓને તેમની ગીતાની ફીલોસોફી સમજાવવામાં તેઓ ઘણા કાબેલ છે અને તે ઉપરથી ઇસલામની ફીલોસોફી કેવા સરસ પ્રકારની છે તે પણ સમજાવે છે. જેથી એ લોકોમાં ઇસ્લામ માટે પ્રેમ પેદા થાય છે. તેઓ ખાલીસ દીલથી વગર મતલબે આ ઉમદા સેવા બજાવે છે જેથી હજારો લોકો તેમનો બોધ સાંભળવા આતુર રહે છે. તબલીગ-જ્ઞાનનો બોધ કરવામાં સઉ શાસ્ત્રોની તથા જુદી જુદી ભાષાઓની માહીતીની ખાસ જરૂર છે અને પીર સાહેબમાં એ સઉ વાતો મોજુદ છે. આવા પુરૂષ ઉરસના જલસા-ઓમાં લોકોને જ્ઞાનનો ફાયદો પહોંચાડે એ કુદરતી છે. આ કારણથીજ ઉરસ એ અશાઅતના કામ માટે એક ઉમદા સાધન ગણાય છે અને તબલીગના કામ માટે તે જારી રાખવાની ખાસ જરૂર છે.

---

## લોકમત.

### જીવદયાનો ફેલાવ કરનાર મહાન પીર સાહેબ.

વડોદરા પ્રાંતનાં પાદરા તાલુકાના **એકલબારા** ગામે પરમપુજય **મહાત્મા પીર દાદા કાયમદીન બાવા સાહેબ** જેમણે જીવ દયાનો સિંધ્ધાંત કાયમ કરી તેનો લોકો પાસે અમલ કરાવવા ત્રીસ વરસ સુધી ભારે મહેનત કરી જીવ દયાનો પાયો એટલો તો મજબુત કરેલો છે કે તેમનો સ્વર્ગવાસ થવાને દોઢ સો વરસ વીતી ગયાં છે તોપણ હાલ પણ તેમના કંપાઉન્ડમાં જીવ હીંસા કરવી તો શું પણ તેનું નામ સુધ્ધાં પણ કોઇથી લઈ શકાતું નથી. જીવ હીંસાના સિધ્ધાંતને માનનારાઓ પણ જ્યારે આ પીર સાહેબની દરગાહના કંપાઉન્ડમાં આવે છે ત્યારે તદન

અહીંસા પરમો ધર્મના માર્ગ ઉપર આવી જાય છે તે એટલે સુધી કે જયાં સુધી તેઓ ત્યાં રહે છે ત્યાં સુધી જીવદયા અને ફળાહાર સિવાય બીજો કાંઇ પણ જાતનો ખ્યાલ મનમાં લાવી શકતા નથી. પુજ્ય પીર સાહેબનો આ મહીમાં કાંઈ જેવો તેવો નથી. તેઓ સાહેબે આ પ્રમાણે જીવ દયાનો ઝંડો કાયમ કરી હીંદુ ભાઇઓ ઉપર એવો મોટો ઉપકાર કર્યો છે કે હીંદુભાઇઓ તેમની જેટલી સેવા તથા કદર કરે તેટલી ઓછી છે. આવા પરોપકારી મહપુરૂષની યાદગીરી કાયમ રાખવા તથા તેમની જગા સુધારી તેમનું પવિત્ર મથક જીવદયાના સિધ્ધાંતની પુષ્ટી માટે વિશેષ ઉપયોગી અને ફળદાઇ બનાવવા તેમની ગાદી ઉપર હાલ બિરાજતા ગૌપાલનના ખાસ હિમાયતી નામદાર મહાત્મા મૌલાના પીર મોટામીયાં સાહેબ જેમણે હજારો ગાયોને અભય વચન અપાવ્યું છે તેમની પરવાનગીથી જીવદયાના ઉપાસકોએ કમ્મર કસેલી છે. આ કામ ઘણુંજ નેક અને પુણ્યવાળું છે, જેથી જીવદયાનો સિધ્ધાંત દિવસે દિવસે વધારે મજબુત થશે અને તેથી ચોતરફ દયાના ફુંવારા છુટશે માટે આવા પરોપકારી અને નેક કામમાં સામિલ થવું એ દરેક જીવદયા પાલક ભાઇની ફરજ છે. પીર સાહેબ આપણા ઉપકારના ભુખ્યા નથી પણ આપણા ધર્મના જીવદયાના એક ખાસ સિધ્ધાંતનું તેમણે જે પાલન કરાવ્યું છે તેને ખરા અંતઃકરણની પુષ્ટી આપવાની ખાતર નેકીને માટે આપણે આ કામ કરવાનું છે. માટે આશા છે કે દરેક જીવદયાનો પ્રેમી બંધુ તેમની તરફના પ્રેમમાં તૈયાર થઈ બેહદ પુણ્ય મેળવવા ચુકશે નહી.

તા० ૧૫-૧૧-૧૯૨૨ શા. વેલજી ગોવર ગંદા,
મુંબઇ જૈન વીસા ઓશવાલ કચ્છ કોડાય.

---

## પીર કાયમદીન બાવા સાહેબની દરગાહ.

---

જે ભાઇઓને અવલીયાની દરગાહ ઉપર જઇ તેમને માન આપવાનો શોખ હોય, તેઓએ જરૂર એક વખત પરમપુજ્ય હઝરત આલી જનાબ મહાત્મા સૈયદ દાદા કાયમદીન બાવા સાહેબ ચીસ્તીના રોજા મુબારકની જયારત કરવી, અને જોવું કે ત્યાં હાજર થવાથી મનમાં શું શું પવિત્ર ખ્યાલો ઉતપન્ન થાય છે. તેઓ સાહેબ એક મહાન બુઝુર્ગ હતા અને પીરાન કલીયર વાળા હઝરત અલાઉદ્દીન સાબીર સાહેબ તથા

દીલ્હીવાળા હઝરત નીઝામુદ્દીન અવલીયા, એ બન્નેના પીર હઝરત સૈયદ બાવા ફરીદ શકરગંજ ચીસ્તીની ઓલાદમાં છે. આવા મહાન વલીની તુરબત (કબર) ગુજરાતમાં છે એ ગુજરાતનું સુભાગ્ય છે. હજારો માણસો, હીંદુ, મુસલમાન, પારસીઓ, બધાં તેમને માને છે અને તેમની નેક દુવાથી પોતાની મુરાદો મેળવે છે. દર કારતક સુદ પુનમે તેમનો ઓરસ જબરી ધામધુમથી થાય છે. જેમાં હજારો લોકો ભાગ લેવા દુર દુરથી આવે છે. તેમનો રોજો મુબારક વદોડરા પ્રાંતના પાદરા તાલુકાના એકલબારા ગામે મહી નદીના કીનારે છે.

એ પીર સાહેબ પોતાની જીંદગીમાં માત્ર ફળ ફળાદીજ ખાતા હતા તેથી તેમના કંપાઉન્ડમાં માંસાહારની છુટ નથી એ જનાર માણસે ખાસ ધ્યાનમાં રાખવાનું છું. તેમની ગાદી ઉપર હાલ માંગરોલવાળા મહાત્મા પીર મોટામીયાં સાહેબ છે.

તા૦ ૫–૪–૧૯૨૨.

લા૦ **મહેરવાનજી જમશેદજી ભગત.**

---

## પોણો લાખ ગાયો બચાવનાર પીર મહાત્મા.

---

### સાક્ષાત એક અવતારી પુરૂષ.

માંગરોલની ગાદીવાળા પરમપુજ્ય મહાત્મા મઉલાના પીર મોટા મીયાં સાહેબ, જેમણે "ઘેર ઘેર ગાય" પાળવાની યોજના આખા હિંદુસ્તાન માટે બહાર પાડી છે તેમની ચાર વરસ જેટલી ટુંક મુદતની કોશીશથી લગભગ પોણો લાખ ગાયોનું પાલન થઇ ચુકયું છે. ના૦ પીર સાહેબનો આ ચમત્કાર કાંઇ જેવો તેવો નથી. કોઇ પણ સખસથી આજ સુધીમાં આવું ઉત્તમ કામ થઇ શકયું નથી, તેથી એમ સિધ્ધ થાય છે કે, પીર સાહેબ જરૂર એક મહાન પુરૂષ છે. એક મુસલમાન ધર્મ ગુરૂએ જબરી લાગણીથી ગાયો માટે જે કામ કરી બતાવ્યું છે તેથી એમ માનવુંજ પડશે કે તેઓ જરૂર ખુદાના લાલ છે. માલીક જેને ચાહે તેને પોતાનો અધીકારી બનાવે છે એનો આ એક ખાસ દાખલો છે. જાતભાત નહીં પુંછે કોઇ, હરકો ભજે સો હરકા હોઇ. આવા પુરૂષ જગતગુરૂ મનાય એમાં કાંઇ નવાઇ જેવું નથી. હજારો હિન્દુઓ તેમને પોતાના ગુરૂ તરીકે માને

છે, અને તેમના શુભ આશિર્વાદની ખાસ આશા રાખે છે એજ બતાવી આપે છે કે, હિન્દુઓનો તેમની સાથે કાંઇ ભારે સંસ્કાર હોવો જોઇએ. તે વગર આવું બનેજ નહી. હિન્દુઓના મન તેમના તરફ બેહદ પુજ્ય ભાવથી ખેંચાય છે અને તેમને તેઓ ગુરૂ તરીકે માને છે, તેમાં તેઓ પોતાના અંતઃકરણમાં પ્રગટ થએલી દૈવી—કુદરતી ભાવના પ્રમાણેજ વર્તે છે એમ માન્યા વગર ચાલતું નથી. પ્રભુ આવા મહાન પુરૂષનો આશિર્વાદ મેળવવા આપણને ભાગ્યશાળી કરો

તા૦ ૧-૫-૧૯૨૨. **નાનાલાલ સામળ માસ્તર.**

---

# પીર મોટામીયાં સાહેબની કોશીશથી બચી ગયેલી લાખો ગાયો.

---

ઉત્તર હિન્દુસ્થાન અને પંજાબ તરફ આર્ય સમાજી સાધુ **સ્વામી શ્રધ્ધાનંદજી**ની ચળવળને લીધે મુસલમાનભાઇઓ ઘણા ઉશ્કેરાઇ ગયા હતા. અને તેમણે બધાએ એજ વિચાર કર્યો હતો કે, જ્યારે આર્ય સમાજીઓને આપણો ખ્યાલજ નથી તો આપણે પણ તેમનો ખ્યાલ રાખવાની જરૂર નથી અને આ વરસે જેમ બને તેમ ગાયો વધારે પ્રમાણમાં કાપવી. આ વાતની ખબર પડવાથી માંગરોલની ગાદીવાળા નામદાર મહાત્મા મૌલાના **પીર મોટામીયાં** સાહેબને ત્યાં જવું પડયું અને ત્યાંના પીરજાદાઓ, મોલવીઓ અને બીજા ઇસ્લામી આગેવાનોને તેમણે સમજાવ્યા કે માત્ર આર્ય સમાજી ગૃહસ્થોથી છેડાઇને મુસલમાનભાઇઓ બદલો લેવાની ખાતર હજારો ગાયો કાપીને તમામ હિન્દુ ભાઇઓને ખામુખા નારાજ કરશે તો મુસલમાનોની ગૃહસ્થાઇની ખામી ગણાશે અને તેથી દેશમાં ફીસાદ જાગશે. આર્યસમાજી ગૃહસ્થો સાથે મુસલમાન ભાઇઓને કાંઇ વાંધો હોય તો તેનો નિકાલ બીજી ઘણી રીતે થઇ શકે છે પણ આવું કરવાથી કાંઇ વાંધો પતવાનો નથી. મુસલમાનોએ આ બાબતમાં પહેલ કરવાની જરૂર નથી. જો તેઓ પહેલ કરશે તો બીજા હિન્દુભાઇઓ જે તેમની સાથે ભાઇચારાની લાગણીથી વર્તે છે તેમના જીવ પણ ખાટાં થઇ જશે અને મુસલમાનોના વિરૂદ્ધમાં જબરી દુશ્મનાઇ જાગશે; માટે

વખત અને સંજોગોનો વિચાર કરી વર્તવાની ખાસ જરૂર છે વિગેરે ના૦ પીર સાહેબે લોકોને કહ્યું તો તેમના ધ્યાનમાં એ વાત ઉતરી ગઇ અને એજ નિશ્ચય થયો કે હાલના સંજોગોમાં ના૦ પીર સાહેબની સલાહ ઘણી ઉત્તમ છે માટે તે પ્રમાણે ચાલવું. આથી જે લાખો ગાયો કપાવાની અણી ઉપર હતી તે બચી ગઇ અને લોકો શાંત થઇ ગયા. ના૦ પીર સાહેબનો વગર પૈસે આ ઉપકાર હિન્દુ કોમ ઉપર કાંઇ ઓછો નથી. જેમના માત્ર એક શબ્દથી લાખો ગાયો બચવા પામે એ તેમનો એક મોટામાં મોટો ચમત્કાર છે. આવા મહા પુરૂષને હિન્દુભાઇઓ જેટલું માને તેટલું ઓછુ છે. તેઓ મહાપુરૂષ તરીકે મનાય છે તો બધાની તેમને લાગણી હોય એ કુદરતી છે. અને એ પ્રમાણેજ ના૦ પીર સાહેબ વર્તે છે. આવા અલૌકીક શકિતવાળા મહાત્માને હિન્દુભાઇઓ બેહદ પુંજ્યભાવથી માને તો એમાં કાંઇ નવાઇ જેવું નથી. ના૦ પીર સાહેબે પોતાની **"ઘેર ઘેર ગાયવાળી યોજના"** થી આજ સુધીમાં લગભગ સવા લાખ ગાયોનું પાલન કરાવ્યુ છે. અને આ વખતે તો માત્ર એકજ શબ્દથી લાખો ગાયો બચાવી લીધી છે એ તેમનો પુરૂષાર્થ સઉ કરતાં ચડીઆતો છે. એક ગાય બચાવવાનું પુણ્ય બેહદ થાય છે તો લાખો ગાયો બચાવવાનુ પુણ્ય કેટલું હોય તે ગાયના પ્રેમીજનો સારી રીતે સમજી શકે છે. આવા પ્રભાવશાળી અને પુણ્યવાન મહાત્મા ગુજરાતમાં પેદા થયા તેથી આખી ગુજરાતે બેશક મગરૂર થવું જોઇએ. આવા મહાન પુરૂષો લાખો પામર જીવોનો ઉધ્ધાર કરે અને જગતનું કલ્યાણ કરે એ ઉઘાડું છે. એમને જ્ઞાનીઓ, ફકીરો, સાધુઓ, ગુસાઇઓ સંન્યાસીઓ અને આખી દુન્યા માને એમાં શુ નવાઈ?

લી૦ સેવક,

તા૦ ૧૬--૬--૨૩ **મોતીલાલ અમથાલાલ શાહ.**

શ્રી કૃષ્ણ સ્વદેશી વસ્તુ ભંડાર—**કડી**

# એકલબારાને લગતી ખબર.

એકલબારે જવા સારૂ પહેલાં બી૦ બી૦ અને સી૦ આઇ૦ રેલ્વેનું સ્ટેશન વિશ્વામીત્રી છે ત્યાં ઉતરવું પડે છે. ત્યાંથી ગાયકવાડની નાની ડબોઇ રેલ્વે છે ત્યાં જંબુસર તરફ જવાની ગાડી માટે પાધરાની ટીકીટ લેવી પડે છે. બી૦ બી૦ ની લાઇનપરથી પણ સીધ્ધી પાધરાની ટીકીટ મળી શકે છે તેમજ પાધરેથી પણ બી૦ બી૦ ની લાઇનપર જે સ્ટેશનના ટીકીટો જોઇએ તે મળી શકે છે. જેથી વિશ્વામિત્રી સ્ટેશને ટીકીટ કઢાવવાની કડાકુટ રહેતી નથી. સુરતથી પાધરા સુધીની ત્રીજાવર્ગની ટીકીટના રૂ૦ ૧—૧૦—૦ પડે છે. અને ફ્રાસ્ટ ગાડીમાં જવાના રૂ૦ ૧—૧૨—૦ પડે છે.

અમદાવાદથી પાધરા સુધીનું એજ વર્ગનું નુર લગભગ એટલુંજ છે. વીશ્વામિત્રીથી એક ગાડી પાધરે જવાની સવારે સાડાઅગીયારે ઉપડે છે. અને બીજી સાંજે ૭ વાગે ઉપડે છે. વિશ્વામીત્રીથી પાધરા પોણા કલાકમાં પહોંચાય છે.

પાધરાથી એકલબારા ૭ માઇલ થાય છે. જ્યાં બળદના ગાડામાં જવાય છે. સાધારણ બળદની ગાડીનું ભાડું રૂ૦ ૧॥ બેસે છે. કોઇને પણ જવું હોય તો એકલબારાના ડાકોર સાહેબને સરનામે ભાડાની ગાડી માટે એક કાર્ડ આગળથી લખવાથી તેઓ બળદની ગાડી પાધરા સ્ટેશને તસદી લઇ મોકલી આપે છે. મુ૦ એકલબારા, તાલુકે પાદરા પ્રાંત વડોદરા એ પ્રમાણે સરનામા પર લખવું. ત્યાં દુઃખી દરદી ઘણાજ આવે છે જેમને માટે રહેવાની સવડ પણ કરેલી છે. દરગાહ ઉપર ત્રણ મુજાવરો પણ પીર મોટામીયાં સાહેબ તરફથી રહે છે જે લોકોની બરદાસ રાખે છે. એ જગા હાલ એવી લોકપ્રીય થઇ પડી છે કે ત્યાં દીવસે દીવસે વધારોજ થતો જાય છે. પાધરામાં એકલબારે જવા માટે ભાડે ગાડીઓ પણ મળે છે.

# નુર–રોશન

—જેમાંથી—

થોડા ફકરા આ ચોપડીમાં છાપવામાં આવ્યા છે
તે આખી ચોપડી શરેહ–ખુલાસા સાથે થોડા વખતમાં

**છપાઈ બહાર પડશે.**

ગ્રાહક થવાની ઈચ્છા રાખનારે પોતાનું નીચેને શરનામે
લખવું. ગણતીનીજ કોપીઓ કહાડવામાં આવશે
માટે જો જરૂર હોય તો જલદી નામ નોંધાવી દેવું.

રતનશાહ કોયાજી વકીલ,

નાનપરા, સુરત.